# હૃદય

યાને

# જીવનનો પાયો

ખાનાંના ઉદ્ધાન પોતેજ કરી લેવા
ગીતા

પ્રસિદ્ધ કર્તાઓ
ડી. લખમીદાસની કંપની.
ફોર્ટ-મુંબઈ.

પોતાનો ઉદ્ધાર પોતેજ કરી લેવો

( ગીતા )

# હૃદય

યાને

# જીવનનો પાયો.

અનુવાદક

રાણા દોલતસિંહજી શીષોદિયા.

પ્રસિદ્ધ કર્તાઓ

ડી. લખમીદાસની કુંપની.

કોટ–મુંબઈ.

## હરિગીત.

યદિ કરીશ તારૂં હૃદય નિર્મળ તો જીવન તારૂં ખરે,
ઉત્કૃષ્ઠ,, સુંદર, કલઙ્કહીન, સાદું, પવિત્ર, મધુ થશે.
સંભાળ સારી રીતથી રાખી ત્હારાં મન તણી,
તેને બનાવીશ ઉમદા, સંગીન, સ્વાતંત્રી યદિ
નુકસાન કે હરકત તને કાંઇ કદી થાશે નહિં,
તેમજ થશે ન સમર્થ વશ કરવા તને કોઇ કદિ.
કારણ બધા રિપુરૂપ દુર્ગુણ હૃદયને મનમાં વસે,
એ દુષ્મનો હણતાં મિલન હિતકારીનું પણ ત્યાં થશે.

આ પુસ્તક મુંબઈ નં ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ કે એન સેલર પ્રેસમાં ઘોંડીબા નારાયણ વનારસે છાપ્યું છે. અને ડી. લખમીદાસની કુંપનીએ ૭૯, પારસી બજાર સ્ટ્રીટ—કોટ—મુંબઈમાં પ્રસિદ્ધ કર્યું છે

# હૃદય યાને જીવનનો પાયો.

## પ્રાસ્તાવિક નોંધ.

આ પુસ્તક મહાત્મા જેમ્સ એલન કૃત "Out from the Heart" નામક પુસ્તકનો અનુવાદ છે. આ અનુવાદને માટે અગાઉ "વસંત" માં ભલામણ કરવામાં આવી હતી. અદ્યપિ એ દૃષ્ટિ ગોચર ન થવાથી આ પ્રયાસ-પ્રવૃત્તિ છે. અનુવાદકના અભિપ્રાયાનુસાર આ પુસ્તકમાં નિરૂપેલી હકીકત અક્ષરશઃ સત્યયુકત છે અને તે ગીતાનાં નવનીત-તત્વ દોહન તરીકે જણાય છે. ગીતામા જે કર્મયોગ અને જ્ઞાનયોગ સાધવાનું ફરમાવેલું છે અને સત્વ-દૈવીગુણ કહેલા છે તેમનું પરિપાલન કેવી રીતે કરવું તે આ મહાત્માએ સ્પષ્ટ, સાદી અને સહેલી રીતે બતાવી આપેલું છે. ગીતાને વર્તનમાં મૂકવાની ઇચ્છા રાખનારે આ પુસ્તક સાથે રાખી ગીતાનો અભ્યાસ કરવાથી અગર ગીતા વગર એકલું વાંચવાથી પણ ઘણો પ્રકાશ-સહાય મળે તેમ છે. બોધ તેનું અનુવર્તન કરવાને માટે કરવામાં આવેલો હોય છે, નહીં કે માત્ર તેનું પુસ્તક-લખાણ મોઢેથી બબડી-બોલી જવા માટે. એમ વાંચી જવાથી તેનું રહસ્ય-હાર્દ-તત્વ-સમજી શકાતું નથી કે તેનું જ્ઞાન ઉપલબ્ધ થતું નથી અને

તત્પરિણામે તે અનુવર્ત્યા વગરનો રહે છે. બોધનુ અનુવર્તન કર્યા વગર શ્રેય થતું નથી; અનુવર્તન કરવું એટલે કર્મયોગ સાધવો અર્થાત સદ્કર્મો આચરવાં. કર્મ કરવા માટે જ્ઞાન જોઇએ જ્ઞાન અને કર્મ પરસ્પર સહાયક યાને ઉત્પાદક છે. કર્મ વગર જ્ઞાન થતું નથી અને જ્ઞાન વગર કર્મ થતું નથી. એકને માટે બીજાની આવશ્યકતા રહેલી છે. કર્મ કર્યા વગર વિજ્ઞાન—અનુભવવાળું જ્ઞાન કદિ થતુજ નથી. અને વિજ્ઞાન વગર મુકિત મળતી નથી. આથી કર્મ કરવુ એ કર્તવ્યરૂપ ગણેલું છે અને તેને સારૂં માનેલું છે. ગીતામાં કહ્યું છે કે—कर्मयोगो विशिष्यते ( કર્મયોગ વધારે સારો છે ) અને कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ( ક્રિયા કરનારી ઇંદ્રિયો વડે કર્મ યોગનો આચરનારો —આસકત છે તેજ સારો છે.) કર્મ એટલે સારૂં કર્મ. નઠારૂં કર્મ વિકર્મ કહેવાય છે. એકલું કર્મ એટલે સારૂં કર્મજ સમજવું. જે જે સ્થળે નઠારૂં બતાવનાર ઉપસર્ગ ન મૂકયો હોય તે બધા શબ્દો સારા અર્થ-માંજ લેવાના છે. કર્મ સર્વથા આવશ્યક, અનિવાર્ય અને શ્રેયસ્કર છે. ઇંદ્રિયો એવી ચપળ—ગતિમાન છે કે તે કદિ કર્મ કર્યા વગર રહી શકતી નથી. જો તેમને સારા માર્ગે ન દોરવામાં આવે તો તે તેમની અવિરત—નિરંકુશી ગતિને અંગે ક્રિયા કરી નઠારાં કર્મો કરવા તરફ વળી જાય છે. આ કારણથી

ઈંદ્રિયોને નિગ્રહમાં રાખી-તેમને નઠારે માર્ગે જતી અટકાવી સારા માર્ગે પ્રેરવાનું કર્તવ્ય છે. ઈંદ્રિયોને સંયમમાં રાખી સારા માર્ગે-કર્મોમાં પ્રેરવી એજ ધર્મ છે. મનુ મહારાજ આ ધર્મને દશ કર્મો કરવાથી આચર્યો ગણે છે. એ દશ કર્મો મુખ્ય છે અને તેમનામાં બીજાં કર્મો રહેલાં છે.

धृतिः क्षमा दमोस्तेयं शौचमिंद्रिय निग्रहः ।
धिर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥

અર્થ-ધૃતિ, ક્ષમા, દમન-સહનશીળતા, ચોરી નહીં કરવી તે (એટલે કોઈને કોઇ પણ પ્રકારે કાંઇ નુકસાન ન પહોંચાડવું તે)-અહિંસા, શુચિતા, ઈંદ્રિય-નિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ—આ દશ લક્ષણ ધર્મનાં છે.

આ દશ લક્ષણોમાંજ બધો ધર્મ સમાયલો છે, તે લક્ષણોને બરાબર વર્તનમાં મૂકવાં એજ ખરી રીતે ધર્માચરણ-સદાચરણ છે. આ પુસ્તક આવાં ધર્માચરણમાં પરિપૂર્ણ થવાની વિધિ બતાવે છે. આ પુસ્તકમાં બતાવેલો સદાચાર અને તેમાં પરિપૂર્ણ થવાની રીતિયો કોઇ ખાસ ધર્મને ઉદ્દેશીને નથી; સર્વ ધર્મોમાં સદાચારને એક સરખી રીતેજ આવશ્યક અને અનિવાર્ય માનેલો છે અને આ પુસ્તક માત્ર સદાચારને લગતું હોવાથી સર્વ ધર્મોના

અનુયાયીઓ માટે આદરણીય અને શ્રેયસ્કર છે. હૃદયને સારી કેળવણીથી સ્વર્ગ અને નઠારાંથી નર્ક મળે છે.

સદાચારને સાંગોપાંગ પાળવાથી આત્મપરિપૂર્ણતા થાય છે અને આત્મપરિપૂર્ણતા એજ સ્વર્ગ–મુક્તિ છે. મુક્તિ મેળવવી એ સર્વ લોકની પરમોત્કૃષ્ટ પ્રવૃત્તિ છે–પરમ કર્ત્તવ્ય છે. મનુષ્યની મોટામાં મોટી આકાંક્ષા મુક્તિ માટેનીજ છે આત્મ પરિપૂર્ણતા શીખવનારી વિદ્યા જેવી બીજી કોઇ વિદ્યા ઉચ્ચતર નથી. આત્મપરિપૂર્ણતા એટલે સદાચારી જીવન. જીવન કર્મોની પરંપરાનું બનેલું છે. કર્મ વિચારથી બને છે. વિચાર બુદ્ધિ—જ્ઞાનને અનુસરી હૃદયમાં ઉત્પન્ન થાય છે આ ઉપરથી સમજાશે કે આત્મપરિપૂર્ણતા—મુક્તિનો ખરો–મુળ આધાર હૃદય ઉપરજ રહેલોછે. તત્કારણ તેને શુદ્ધ—વિમળ–સદાચારી બનાવવું એ આવશ્યક અને પરમ કર્ત્તવ્ય રૂપ છે. હૃદયને વશ કરી તેને સત્માર્ગે પ્રેરી આત્મ પરિપૂર્ણતા મેળવવી એજ મુક્તિ છે. સર્વનું આદિકારણ—મુળ હૃદયજ છે. અને તેને સત્માર્ગી કેવી રીતે બનાવવું તે શીખવવાનો આ પુસ્તકનો આશય છે. આ પુસ્તકના બોધને વર્તનમાં મૂકનારને સ્વર્ગનું દ્વાર ઉઘડયા વગર નહીં રહે. ઉંચા સ્થળે કુદકો–છલંક મારીને એકદમ પહોંચી જવાતું નથી

પરંતુ ત્યા ચડવામાટે ધીરજપુર્વક ઉદ્યોગ રાખવો જોઇએ. પ્રવૃત્તિ વગર પરાકાષ્ટા સંભવતી નથી તેથી પ્રવૃત્તિ શ્રેષ્ટ છે.

### વસંત તિલકા.

કો વસ્તુ સિદ્ધ કરવા કદિજો ચહો તો,
ધારી સદૈવ ધીર પાર ઉતાર જો-ઓ !
થાશે કદાચ શરૂમાં નહીં સિદ્ધિ પુરી,
કિન્તુ ન થાકી જઇ મૂકવી એ અધુરી.

વાંસદા, તા૦ ૩૦-૩-૧૯૧૪ } રા. હા. શી.

# હૃદય યાને જીવનનો પાયો.

## હરિગીત.

સુજીવન સ્વર્ગ ગણાય છે ને નર્ક જીવન દુષ્ટ છે,
બેઉ જીવનની કુંચી ઉર, તે જેવું તે આવી મળે.
હૃદય કેરી મલિનતાથી નર્કનેજ પમાય છે,
તે શુદ્ધ કરવાથીજ પ્રાપ્તિ સ્વર્ગ કેરી થાય છે.
હૃદય શુદ્ધિ માર્ગ મુક્તિ—સ્વર્ગ કેરો શ્રેષ્ઠ છે,
તેથીજ તેને શુદ્ધ ને ફળદ્રુપ કરવું ઇષ્ટ છે.
દુર્ગુણ રૂપી નિરૂપયોગી રોપ જડથી કાઢવા,
સદ્‌ગુણના ઉપયોગીને ફળ દ્રુપ રોપ ઉછેરવા.
ખેડી, બીયાં વાવી, સિંચી જળ, રક્ષવું એ ફર્જ છે,
તે વગર સુંદર પાક કેરી આશ સઘળી વ્યર્થ છે.

---

## હૃદય અને જીવન.

જેવું હૃદય તેવું જીવન. જેવું ભિતર તેવું બહિર. કશુંય અંદરજ કે અવ્યક્ત રહી શકતું નથી. અંદર કે અવ્યક્ત રહે તે માત્ર ટૂંક વખતને માટેજ; આખરે તો તેને આંતર દૃઢતા પ્રાપ્ત કર્યા પશ્ચાત બહાર પ્રકાશમાં આવવું પડે છે. પ્યાલામાં પાણી રેડીએ તો

પ્યાલાની ટોચ આવી રહેતાં પાણીને બહાર ઢોળાવું પડે છે તેમ આ ગતિ પણ છે. બીયું જેમ જમીનમાં વાવવાથી અલ્પ સમય પર્યંતતો અવ્યક્ત રહે છે પરંતુ આખરે તો તે રોપા રૂપે બહાર નીકળી આવે છે અને અંદર રહી શકતું નથી તેમ હૃદયની અંદર ઉત્પન્ન થતું જીવન ત્યાંની દૃઢતા પ્રાપ્ત કરી—ત્યાંની હદ થઇ રહેતાં—ત્યાં રહેવાનો કાળ પૂર્ણ થઇ જતા આખરે બહાર આવ્યા વગર રહી શકતું નથી. ભૂમિ—બી—સ્ફુટન (એટલે ઉગારો)—વૃક્ષ—ફુલ અને ફળ—આવા અનુક્રમ થકી વિશ્વની દરેક વસ્તુ બનેલી હોય છે. જીવનના સબંધમાં પણ એજ અનુક્રમ પ્રવર્તે છે. હૃદય ભૂમિ છે, વિચાર બીજ છે, વાણી સ્ફુટન (ઉગારો) છે, કર્મો વૃક્ષ છે (જુદાં જુદાં કર્મો શાખાઓ રૂપે છે), આચરણ—ચરિત્ર ફુલ છે અને સુખ કે દુઃખ ફળ છે. આ બધાયનું બનેલું તે જીવન. ક્ષેત્રને જેવું ખેડવામાં આવે તેવો તેમાં રોપનો ઉગારો—વૃદ્ધિ અને પાક થાય છે. માણસ પોતાની કૃષિની ઉપજ—પાક—ફળનો (અર્થાત સુખ દુ:ખનો) ભોક્તા છે. ભોજ્ય વસ્તુને કેવી બનાવવી એ ભોક્તાની મરજી ઉપર છે. હૃદય તેવો વિચાર, વિચાર તેવી વાણી, વાણી તેવું કર્મ, કર્મ તેવું ચરિત્ર અને ચરિત્ર તેવું સુખ કે દુઃખ (સ્વર્ગ કે નર્ક). આથી ચરિત્રને મુખ્ય ગણવામાં આવે છે. आचारः प्रथमो धर्मः (આચાર એટલે ચરિત્ર

મૂખ્ય–પ્રથમ ધર્મ છે). આચારને ઉત્પન્ન કરનાર કર્મની પરંપરા, વાણી અને વિચાર છે. આથી શ્રેષ્ઠ આચારને માટે મન–વાણી અને કર્મ શુદ્ધ કરવાની આવશ્યકતા છે. સારાં બીયાનો રોપ સારો થાય છે, રોપ સારો હોય તો ફળ–પાક પણ સારો અને ઘણો આવે છે. નબળા–નઠારાંનું બધુંય નબળું અને નઠારૂંજ થાય છે. કૃષિકારની જેવી કૃષિ તેવો તેને પાક મળે છે. કૃષિકાર જુવાર વાવી ઘઉંના પાક મેળવી શકતો નથી. નઠારો વિચાર લાવનાર સારૂં કર્મ કરી શકતો નથી. અશુદ્ધ હૃદયમા શુદ્ધ વિચાર સંભવતો નથીં.

## શિખરિણી.

લણો વાવો જેવું જરૂર શક તેમાં નથી જરી,
કરો તેવું પામો કુદરતતણી એ રીતિ ખરી.
નથી એવું કાંઇ અવર નિપજે એક કરતાં,
થશે શું કોઇયે દિવસ વિષ પીયૂષ? કહિના!

મટોડું ખોદતાં ગોળની ભેલીની આશા રાખવી એ વ્યર્થ. લીંબડાનો રસ પી સાકરના સ્વાદની આશા રાખવી તે વ્યર્થ. પગમાં કુવાડો મારી લોહી ન નીકળવાની આશા રાખવી તે વ્યર્થ. તેમજ સાકરનો ગાંગડો પત્થરનો કકડો બને નહીં કે રૂના પોલથી પત્થરની અસર આણી શકાય નહીં. જેવું કારણ તેવું કાર્ય–જેવું બીજ તેવો પાક. તેવીજ રીતે જેવો વિચાર તેવું કર્મ. જેવું કર્મ તેવું ફળ. ફળ તેવું ભોકતૃત્વ.

જીવન હમેશાં હૃદયમાં જન્મ લઇ બહાર અવતરે છે અને પછી આગળ વધે છે—મોટું થાય છે. હૃદયમાં વાવી—ઉત્પન્ન કરી પોષેલા વિચારો આખરે વાણી, કર્મ, ચરિત્ર અને સુખ કે દુઃખ (વિચારના પ્રકાર મુજબ) તરીકે વ્યક્તિમાન થઇ રહે છે.

સર્વ ઉત્પત્તિનાં મુળ અંદર અદૃશ્ય (જમીનમાં ન દેખાય તેમ) રહેલાં હોય છે. દૃષ્ટાંત તરીકે પર્વતની ખોમાંથી ખળ ખળ વહેતું ઝરણું. તે જ્યાં ખોની હદ આવી રહે છે ત્યાંથી બહાર દેખાય છે. તેની પહેલાં—પાછળ ક્યાથી, કેવી રીતે અને કેટલે દુરથી આવે છે તે દેખાતું નથી. તેમ જીવનનું મુળ પણ હૃદયમાં રહેલું છે. જીવનનું વિચારરૂપી મુળ વાણી રૂપે બહાર આવે છે ત્યાથીજ દેખાય છે. તે પહેલાં તો જોઇ શકાતું નથી. તે હૃદયમાં—અંદર કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જોઇ શકાતુ નથી—ઝરણું જેમ નીકળે છે તે સ્થળે નાનું હોય છે અને પછી આગળ આગળ વધી સરિતા રૂપ બને છે તેમ જીવનરૂપી ઝરણું મુખની બહાર વાણી રૂપે નીકળે છે ત્યારે નાનું હોય છે પણ વાણીથી આગળ વધી કર્મ અને ચરિત્ર રૂપે મોટું એટલે સરિતા રૂપ બની રહે છે. કર્મોની પરંપરાએ જીવનનું વહન છે. ઝરણાનાં વારિમાં કચરો કે એવું ન પડે તો નિર્મળ રહે છે તેમ જીવન ઝરણામાં દુર્ગુણોરૂપી કચરો ન પડે તો તે નિર્મળ રહે છે.

સદ્‌ગુણરૂપી સ્વચ્છતા દુર્ગુણરૂપી મલીનતા તેમાં ભળવાથીજ બગડે છે. પાણીમાં રંગ ભેળવવાથીજ પાણી તે રંગનું થાય છે. નહીંતર તો શુદ્ધજ હોય છે. જીવનરૂપી પાણીમાં જેવો રંગ ભેળવવામાં આવે તેવું તે થાય છે.

દિલગીરી અને આનંદ, દુઃખ અને સુખ, આશા અને ચિંતા, તિરસ્કાર અને સ્નેહ, તિમિર અને પ્રકાશ (અજ્ઞાન કે જ્ઞાન-બુદ્ધિ કે મૂઢતા)-આ બધાં હૃદય સિવાય બીજે ક્યાંય પણ હોતા નથી. બધા દ્વંદ્વોને ઉત્પન્ન કરનાર અને તેમને પોતાની સાથે વળગાડી રાખનાર—ટકાવી રાખનાર મન—હૃદયજ છે. બધા દ્વંદ્વો માત્ર મનની માન્યતાઓ-વૃત્તિઓ-વલણો લાગણીઓ-સ્થિતિઓ છે. એ બધા ખરી રીતે અસ્તિત્વ ભોગવતા નથી પરંતુ તે છે એમ માત્ર મનનેજ લાગે છે—મનજ માને છે. જેવી મનની લાગણી-માન્યતા તેવુ દરેક વસ્તુનું રૂપ તેને દેખાય છે. બાકી વસ્તુમાં એવુ કશુંય હોતું નથી. વસ્તુઓના પ્રકારનું કર્તા હર્તા મનજ છે. દૃષ્ટાંત તરીકે એક વસ્તુ આજ પ્રિય હોય તે થોડા વખત પછી કંટાળા ભરી-તિરસ્કાર્ય લાગે છે. વસ્તુતો એની એજ હોય છે પરંતુ મનનાં તે વસ્તુ તરફનાં વલણ-માન્યતામાં ફેરફાર થયો હોય છે. એકજ વસ્તુ એકજ જણને સારી લાગે છે અને બીજાને તેને

નઠારી ગણે છે. સારા કે નરસાપણું એ વસ્તુમાં નથી પણ એ માણસોનાં મનમાં છે. મન જેવું માને તેવું તેને દેખાય છે–લાગે છે. પહેલાં નઠારી હોય તે વસ્તુ પાછળથી સારી લાગે છે અને સારી હોય તે પાછળથી નઠારી લાગે છે. આ બધા ફેરફાર મનનાજ છે. મન સુખ ને દુઃખ પણ માની શકે છે અને દુઃખને સુખ પણ માની શકે છે. બાકી સુખ કે દુઃખ ખરી રીતે હોતાં નથી. મનજ સુખ કે દુઃખની માન્યતા–લાગણી ધરાવે છે મનની આવી સત્તા જાણ્યા બાદ આપણે માણસની મન ઉપર રહેલી સત્તા તપાસીએ.

પોતાના હૃદય–મન અને જીવનનો સઘળો તંત્ર માણસના પોતાના હાથમાંજ રહેલો છે. તે તેને ચલાવવો હોય તેમ ચલાવે. માણસ પોતાનાં હૃદય –મન અને જીવન ઉપર કુલ મુખત્યારી સાથે (બીજાનાં ઉપરીપણાં વગર) અમલ ચલાવે છે એ અમલ ચલાવવામાં તે પોતાની મરજી માફક વર્તી શકે છે એટલે કે ઉદ્યોગી કે દુર્લક્ષી થઇ શકે છે તથા સારૂં કે નઠારૂં વર્તન રાખી શકે છે જીવનનો હેતુ સારાંને માટે છે નહીં કે નઠારાં માટે. સારૂં એટલે શું તે જાણવા માટેજ સાથે નઠારૂં રહેલું છે. સારૂં નઠારાંનો મુકાબલો અને નઠારૂં સારાંનો મુકાબલો કરાવનાર છે. આથી નઠારૂં

એટલું ત્યાગી સારૂં એટલું ગ્રહવું જોઇએ. સદાચાર શ્રેષ્ટ હોવાનું કારણ આ છે. સદાચાર પરમ કર્ત્તવ્ય આ કારણથી ગણેલું છે. પોતાનાં હૃદય-મનની કાળજી ઉદ્યોગ પૂર્વક દેખરેખ-સંભાળ રાખી અને તેના ઉપર નિગ્રહ-અંકુશ-સંયમ રાખી તેને શુદ્ધ-સુવ્યવસ્થિત -સુનિયમિત-સદાચારી બનાવવું અને તેને અવળા કે ખોટા—દુષ્ટ માર્ગે ન જવા દેવું એ જ્ઞાન અને સુખ (સ્વર્ગ) નો માર્ગ છે. અધમ—દુષ્ટ રીતે ઢંગધડા વગર કે જેમ ફાવે—આવે તેમ બેદરકારીથી વર્તવું, પોતાનાં જીવનને સુનિયમિત બનાવવાનાં પરમ કર્ત્તવ્ય પ્રત્યે દુર્લક્ષ કરવું અને હૃદય—મન—વિચાર ઉપર કોઇ પણ રીતે અંકુશ ન રાખવો કે તેમને શુદ્ધ—સદાચારી ન કરવાં એ મોહ—અજ્ઞાન અને દુઃખ (નર્ક) નો માર્ગ છે. કયા માર્ગે જવું એ માણસની પોતાની મુખત્યારીમાં છે.

મન—હૃદય અને વિચાર એ ત્રણની ત્રીપુટિ એક રૂપ છે. તેમનું કાર્ય પણ એકજ છે. ગમે ત્યાં તેમાંનું એક કહ્યું હોય ત્યાં એ ત્રણે સમજવાં. મન શબ્દને આ ત્રણેની વતી સામાન્ય રીતે વાપરવામાં આવે છે તેથી આપણે પણ તેનોજ ઉપયોગ કરશું.

જીવનની ઉત્પત્તિ માત્ર મનમાંથીજ થાય છે એમ અનુભવથકી સિદ્ધ કરનારને સ્વર્ગ-સુખની પ્રાપ્તિ થાય છે. આવી રીતે અનુભવ થકી સિદ્ધ કરતાં કરતાં-એમ કર

વાનો અભ્યાસ-ટેવ-મહાવરો રાખવાથી પોતાના મન ઉપર અમલ ચલાવવાની તથા તેને પોતાની મરજી મુજબ બનાવવાની, વર્તાવવાની તેમજ તેને સર્વથા વશ કરવાની સત્તા, પોતાનામાં રહેલી છે એમ માણસને જ્ઞાન થાય છે-સમજાય છે. જે માણસ સર્વદા—સર્વથા ઉમદા વિચાર અને કર્મ કરે છે તેનું જીવન સુંદર અને પવિત્ર બની રહે છે અને જીવન એવું બનતાં તેમાંથી સઘળી દુષ્ટતા-પાપ મલિનતા, ગુંચવણ, ભ્રાંતિ, અજ્ઞાન, અંધકાર, દુઃખ-નઠ ન્હાસી જાય છે. જે માણસ પોતાનાં મનને અસ્ખલિત ઉદ્યોગ-અભ્યાસ પૂર્વક સંભાળી સદા સારા માર્ગે દોરે છે તેને મુક્તિ, જ્ઞાન-પ્રકાશ અને શાંતિનો અભાવ રહેતો નથી. સદાચરણની સામે એવો અભાવ અસંભવિત હોય છે. ગીતામા અર્જુન કહે છે કે-

चंचलं हि मन कृष्ण प्रमाथि बलवद्दढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सदुष्करम् ॥

(હે કૃષ્ણ! મન ચંચળ છે, જુસ્સાવાળું-પ્રમાદી છે, જોરાવર છે અને નિગ્રહમાં રાખવું ઘણું કઠિન છે; વાયુને રોકી રાખવો એ જેવું દુષ્કર-અઘરૂં છે તેવુંજ મનને નિગ્રહમાં રાખવું એ દુષ્કર છે). આના ઉત્તરમાં કૃષ્ણે સમજાવ્યું છે કે અલબત્ત મન દુર્નિગ્રહ છે-ચંચલ છે તથાપિ તેને સંયમમાં લાવવાનો અભ્યાસ જારી રાખવાથી તે વશ થઇ જાય છે. થીઓસોફીકલ સોસાયટીના એક વિદ્વાન શુબેચ્છકે પોતે પ્રસિદ્ધ કરેલી

ગીતામાં ઉપલા શ્લોક નીચે ટીકા કરી છે કે—" અંતઃકરણની સંકલ્પ વિકલ્પ આત્મક શક્તિ તે મન; એજ વૃત્તિ પોતાના વિષય ઉપજાવી લઇ તે પાછળ ભમે છે, એજ વૃત્તિએ વિષયો વિષે રાગ દ્વેષ ઉપજાવી લે છે, મનુષ્યના જીવને દેહાધ્યાસ પણ એજ કરાવે છે, અને દેહદ્વારા સુખ દુઃખ પણ એજ ભોગવે છે, વળી એ સુખ દુખથી પોતે જુદું છે એમ અનુભવી જન્મમરણ (પોતાની સ્થિતિનાં પરિવર્તનો એટલે કે એક વખતે હોવાપણુ અને બીજી વખતે ન હોવાપણું તે તેનું જન્મ મરણ*) ની રેંટમાલથી જે છુટે છે તે પણ એજ છે. એમા રહેલી અનેક તૃષ્ણાઓને લીધે તે સર્વદા અસંતુષ્ટ અને દુઃખી રહે છે; પણ સંતોષ પામે છે ત્યારે સુખ અને શાંતિ અનુભવે છે. મન વિદ્યા (જ્ઞાન) વડે પ્રદીપ્ત થાય છે કે અવિદ્યા (અજ્ઞાન) વડે અંધ બને છે. જ્ઞાનનો સંબંધ થતાં આત્માનુ સંધાન સાધી લે છે અને અજ્ઞાનથી આવૃત્ત થતાં સંસારની માયાથી લપટાઇ પુનરાવૃત્તિ પામ્યા કરે છે. મનજો શુદ્ધ થાય તો કર્મ પણ શુભ અને જનહિતકારી થાય છે; અશુદ્ધ હોય તો સ્વાર્થિ અને અશુભ કાર્યોજ થયાં કરે છે. રાગ, ભય, શોક, મોહ વિગેરે ભાવનાઓ તેમજ તેમના વિરોધી ભાવો એ બધી મનનીજ વૃત્તિયો છે. મન અન્તઃકરણ કહેવાય છે, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એપણ એનીજ

---

* આ કૌંસમાના શબ્દો આ પુસ્તકના લેખકના છે.

વૃત્તિઓ છે × × × × (મનરૂપી) શક્તિ સર્વ દૃશ્ય પદાર્થનું મૂલ છે અર્થાત મન આપણા જીવનનું એક મુખ્ય પ્રકરણ છે. આથી કરી મનનું સ્વરૂપ સમજ્યા વિના "આત્મવિદ્યાનો" લાભ મળી શકતો નથી." બધી ઇંદ્રિયોનું અધિષ્ઠાતા-ઉપરિ મન છે. તે વશ થયું કે બીજી બધી ઇંદ્રિયો જે મનને વશ હોય છે તે આપણને વશ થાય છે. કોઈ પદાર્થ વશ થાય એટલે તેના ઉપાયો અને ક્રિયાઓ પણ વશ થાય છે. ઇંદ્રિયો વશ થતાં તેમને સારા માર્ગે પ્રેરવાથી સત્કર્મોજ કરાય છે અને સત્કર્મોથી આત્મજ્ઞાન આવે છે સ્વર્ગ-મુક્તિને માટે આત્મજ્ઞાન-આત્મપરિપુર્ણતા મેળવવાનું જ્ઞાન ઘણુ જ ઉપયોગી-આવશ્યક છે. ગીતામાં કહ્યું છે કે—

**नहि ज्ञानेन सदृशं पवित्र मिह विद्यते ।**

× × × × ×

**ज्ञान लब्ध्वा परां शांति मचिरेणाधि गच्छति ॥**

(અહીં દુનિયામાં (આ જીવનમાં) જ્ઞાનના જેવું પવિત્ર કરનારૂં બીજું કાઇજ નથી; × × × જ્ઞાનને મેળવીને ઉંચામા ઉંચી-પરમ શાંતિ (સ્વર્ગ-મુક્તિ) ને તે (માણસ) જલદીથી પામે છે.)

આ ઉપરથી સમજાય છે કે મનને સારી રીતે કેળવી શુદ્ધ કરવાથી કર્મો પણ શુદ્ધ-શુભ થાય છે, શુદ્ધ કર્મોથી જ્ઞાન પણ શુદ્ધ આવે છે અને શુદ્ધ જ્ઞાનથી પરમશાંતિ (સ્વર્ગ-મુકિત) મળે છે. મનને નઠારી

૫૦૬૭



વૃત્તિમાં પ્રેરવાથી–નઠારી રીતે કેળવવાથી કુકર્મો–વિકર્મો એટલે દુરાચાર થાય છે. દુરાચારથી મોહ (શુદ્ધ જ્ઞાનનો વિરોધી તે મોહ–અજ્ઞાન–ભ્રાંતિ) આવે છે. મોહ બંધન–દુઃખ–નર્કમાં નાખે છે. સ્વર્ગ કે નર્ક–જ્ઞાન કે મોહ બેઉને મેળવવાનો આધાર મનની કેળવણીના પ્રકાર ઉપર રહેલો છે. કીયો પ્રકાર પસંદ કરવો એ પુરૂષના હાથમાં છે. જીવનનું મુળ મન છે તેથી જીવનની સુધારણા મનની સુધારણાથીજ થાય છે કોઇ ઝાડનાં ફળોમાં સડો આવે છે ત્યારે દવા ફળોને ચોપડાતી નથી પરંતુ તે તે ઝાડનાં મુળમાં ભરવામા આવે છે અને તેથી ફળો સુધરી જાય છે તેમ જીવન સુધારવા માટે મનને સુધારવું જોઇએ. મુળ સુધર્યાં એટલે ફળો સુધરી જવાનાજ.

---

## મનનો સ્વભાવ અને સત્તા.

જીવનનું કર્ત્તા હર્તા અને સ્થિતિસ્થાપક મનજ છે. લાગણીઓ–વૃત્તિઓ પણ તેનેજ થાય છે અને તેજ તેમને તથા તેમના પ્રકારોને ઉત્પન્ન કરે છે. મન પોતાનાં કાર્યનું પરિણામ–ફળ પોતેજ ભોગવે છે. હરેક બાબતમાં તે પોતાને માટે કર્ત્તા તથા ભોક્તા છે. તેનું કર્યું બીજાને ભોગવાનું હોતું નથી કે બીજાનું કર્યું

તે ભોગવતું નથી પોતેજ પોતાના માટે કર્ત્તા ભર્ત્તા છે તેને મોહ અજ્ઞાન તેમજ સત્ય-જ્ઞાન એ બેયને સૃજવાની સમજવાની-ગ્રહવાની શકિત રહેલી છે.

સ્વર્ગ કે નર્ક-સુખ કે દુઃખ રૂપી પરિણામ-ભાવિને તૈયાર કરનાર-વણનાર પણ મનજ છે. વિચાર દોરો છે, કર્મો તાણો વાણો છે, જીવન યંત્ર-સાળ છે અને એ બધાંવડે તૈયાર થતું થાન આચરણ-ચરિત્ર છે. જેવો દોરો, તાણો વાણો, સાળ તેવું થાન બને છે અને જેવું થાન હોય છે તેવો ફાયદો કે નુકશાન સુખ કે દુઃખ મળે છે. બધી વસ્તુઓ સારી હોય તોજ સારૂ થાન બને છે, એકેમાં જરીકે ખામી-ખોડ હોય તો થાન તે ખોડના પ્રમાણમા ખોડવાળું-બને છે. આવી રીતે મન પોતાના હાથથીજ તૈયાર કરેલાં વસ્ત્ર પેહેરે છે એટલે કે મન પોતાના કાર્યનું ફળ પોતેજ ભોગવે છે.

શરીર ત્યાં મન અવશ્ય રહેલુ હોય છે. માણુસ શરીર ધારી હોઈ તેને પણ શરીર સાથે મન મળેલુ છે અને મનની સાથે તેને નિયમમાં રાખવાની તમામ પ્રકારની શકિત-સત્તા પણ આવેલી હોય છે. એવી સત્તા સાથે તે સત્તાને કેવી રીતે વાપરવી-કેવા માર્ગે પ્રેરવી તેની સ્વતંત્ર ઇચ્છા-મરજી-પસંદગી પણ મળેલી છે. માણુસ વિચારો વડે કર્મો કરી અનુભવ મેળવે છે અને અનુભવ જ્ઞાન જનક છે. આવી રીતે થતા અનુભવને માણુસ પોતાની ઇચ્છાનુસાર વધારી કે ઘટાડી શકે છે

કે તેને ત્વરિત કે મંદ-શિથિલ અગર સારો કે નરસો કરી શકે છે. માણસના ઉપર કોઇ પણ બાબતમાં બીજા (તેના પોતાના સિવાય કશાંય) તરફથી કશું પણ ફરજીઆત રીતે બંધન મુકાએલું હોતું નથી પરંતુ પોતાનાં અવળાં કર્મોવડે પોતેજ બંધન ઉદ્ભૂત કરી પછી તેમાં ફસાય છે. તેમજ એવાં બંધનોમાં પડયા પશ્ચાત તેની ઇચ્છામાં આવે ત્યારે પાછો તેમનાથી મુક્ત પણ થઇ શકે છે-તે બંધનોને વિખેરી નાખી પણ શકે છે. બંધનમાં પડવું કે ન પડવું, પડયા પછી તેમાં પડી રહેવું કે નીકળી જવું એ માણસની તેનાં મન ઉપર ચલાવવાની સત્તાના ઉપયોગની ઇચ્છા ઉપર રહેલું છે બંધન અને મુકત માણસની મનને ચલાવવાની સત્તાના ઉપયોગની ઇચ્છાનુંજ પરિણામ છે. પોતાની આવી મનને પ્રવર્તાવવાની સત્તાના ઉપયોગની મરજી વડે માણસ (તે મરજીને અનુસરી) ઉચ્ચ કે અધમ, મૂર્ખ કે બુદ્ધિશાળી, મલિન-દુષ્ટ-પાપી કે પવિત્ર—પુણ્યશાળી-સાધુ થઇ શકે છે એવી સત્તાના ચાલુ ઉપયોગથી માણસ પોતાનામાં પોતાને ગમે તેવો મહાવરો—ટેવો પાડી શકે છે અને તેવી પાડેલી ટેવોને પાછી ફેરવી કે દૂર કરી શકે છે. માણસ પોતાની મરજી મુજબ ચાલી છેક અજ્ઞાની, મોહ-ભૂલ અંધકાર-અસત્યને વશ થઇ શકે છે અને પાછો તે અંધકારને વિખેરી સંપૂર્ણ જ્ઞાન-પ્રકાશ

સત્યની પરાકાષ્ટાએ પહોંચી શકે છે. એટલે કે માણસ અધમતા કે ઉન્નતિ બેયની પરાકાષ્ટાએ (તે બેમાંથી ગમે તેનો માર્ગ પકડી) પહોંચી શકે છે. તે ચહેતો તદ્દન દુષ્ટ થાય કે ચહેતો પૂર્ણતઃ પવિત્ર થાય. મનની શક્તિ અનંત છે અને એ શક્તિને વાપરવાની માણસની ઈચ્છા પણ અગાધ-બહોળી છે.

પોતે કેવી લાગણી-વૃત્તિ લાવવી-કરવી એ મનના સ્વભાવમાં રહેલું છે. મનનો જેવો સ્વભાવ હોય છે તેવી તે મરજી કરે છે અને તે મરજી મુજબ વૃત્તિ ભાવ લાવે છે. મનના સ્વભાવને કેવો બનાવવો એ માણસના હાથમાં છે કારણ કે મન જેમ સર્વ ક્રિયા કરનારી ઈંદ્રિયોનું નેતા છે તેમ માણસ તે મનનો રાજા છે. મનને સારૂં બનાવવાથી તેનો સ્વભાવ સારો થાય છે અને તત્પરિણામે તે સારાં કર્મો આચરે છે. સારાં કર્મોથી જ્ઞાન પણ સારૂં થાય છે અને સારૂં જ્ઞાન થતાં પાછી મનની કેલવણી પણ સારીજ થાય છે. પોતાનું ભલું ભુંડું કરનાર મન પોતેજ છે. મન પોતે કરેલી લાગણી-વૃત્તિને બદલાવી કે સમુળી દૂરપણ કરી શકે છે મરજીની પરંપરા અને તે પ્રમાણે થતાં મનનાં ચલન અને એ ચલન વડે થતાં કર્મો અને કર્મોના પરિણામ વડે થતા અનુભવથી જ્ઞાનની ઉપલબ્ધિ થાય છે. જેમ જેમ જ્ઞાન આવતું જાય છે તેમ તેમ મન તેની ખરાબ વૃત્તિયોને બદલાવી-દૂર કરી શકે છે અને ખરાબને

કાઢી સારી વૃત્તિયો લાવે છે. આ કારણથીજ જ્ઞાનને પરમોત્તમ સ્થિતિ ગણવામાં આવે છે અને તે છે પણ તેવુંજ; મુક્ત-સ્વર્ગને આપનાર જ્ઞાનજ છે. જ્ઞાનનું મુળ મન છે અને તેથીજ મનને શુદ્ધ કરવાની પ્રથમ આવશ્યકતા છે.

વિચારની આંતર ક્રિયા-ગતિવડે ચરિત્ર અને જીવન રચાય છે માણસ વિચારની આ ક્રિયા-ગતિને પોતાની ઇચ્છા અને આયાસ વડે ફેરવી કે બદલાવી કે દૂર કરી શકે છે. ટેવોનાં પરિબંધન, અશક્તિ, દુર્બળતા અને પાપોને માણસ પોતેજ બનાવે છે. અને તેમનો નાશ પણ તેજ કરે છે. બધા દ્વંદ્વા-ભાવોનું અસ્તિત્વ મનમાંજ રહેલુ હોય છે. જો કે તે બાહ્ય વસ્તુઓ સાથે સીધો સંબંધ ધરાવતાં હોય એમ ભાસે છે પરતું ખરી રીતે જોતાં તેમનું અસ્તિત્વ બહારની વસ્તુઓમાં બિલકુલ હોતું નથી. બાહ્ય વસ્તુઓનો દેખાવ-પ્રકાર આંતર-મનની સ્થિતિ-વૃત્તિના જેવોજ હોય છે. અંતરની વસ્તુ બહારના જેવી કદિ થઇ શકતી નથી. તૃષ્ણા-વાસના-લાલચ બહારની વસ્તુમાં થતી નથી પરંતુ તે અંદરજ થાય છે. વસ્તુ માટેનો તૃષ્ણભાવ તે વસ્તુમાં રહેલો હોતો નથી પરંતુ તૃષ્ણા ભાવ તે વસ્તુ પ્રત્યે મનમાંજ થાય છે. તૃષ્ણા વસ્તુમાં નથી પરંતુ વસ્તુ પ્રત્યે છે એટલે 'પ્રત્યે' હોય તે 'માં' થઇ શકે નહીં પરંતું જે 'માં' હોય

તે 'પ્રત્યે' કરતાં અવર હોવું જોઇએ. એવી રીતે તૃષ્ણા 'પ્રત્યે' વસ્તુની છે અને 'માં' મનની છે. એટલે મન તેની મરજીમાં આવે તેવી તૃષ્ણા–વાસના લાવે છે–ઉત્પન્ન કરે છે. અલબત વાસનાનું નિમિત્ત વસ્તુ થાય છે પરંતુ ઉત્પાદક તો મનજ છે. કોઇ વસ્તુ માટે એક માણસ–મનને ઇચ્છા થાય છે અને બીજાને થતી નથી માટે જો ઇચ્છાની ઉત્પતિ તે વસ્તુમાંજ હોય તો તે બેય મનને એક સરખી રીતે થવી જોઈએ. વસ્તુ તો એકજ છે–મન જુદાં છે. એકમાં એવી ભિન્નતા સંભવે નહીં. આ ઉપરથી ઇચ્છા વસ્તુમાં નથી પણ મનમાંજ છે એમ સ્પષ્ટતઃ માલુમ પડે છે મન આવી ઇચ્છા તેના પોતાના સ્વભાવ–ટેવ મુજબ કરે છે. આ જોતા દુઃખ કે સુખ, દિલગીરી કે આનંદ બહારની વસ્તુંઓમાં કે જીવનના બનાવોમાં નથી પરંતુ તે વસ્તુઓ અને બનાવો પ્રત્યે થતા મનના ભાવ–વલણમાં છે. મનને તેના સ્વભાવ–મહાવરા મુજબ જેવું લાગે છે તેવું માને છે. સુખ દુઃખ, હર્ષશોક, ગ્લાનિ આનંદ, સ્નેહ તિરસ્કાર, દયા નિર્દયતા, ક્રોધ શાંતિ, ઘમંડ (ગર્વ) સરળતા, રાગદ્વષ, કામના ત્યાગ, વિગેરે આવાં બધાં મનનાંજ ઉપજ્ન કરેલાં હોય છે. તેમનો નાશ પણ મનજ કરે છે. તે બધા મનના સવળા અવળા–જુદા જુદા તેના સ્વભાવ અને ટેવ મુજબના ભાવો છે.

શુદ્ધ અને બુદ્ધિશાળી મન, જે ઇચ્છા–તૃષ્ણા–વાસના–લાલચ દુઃખદાયક હોય તે બધીનું સદા નિ-વારણ–નાશ કરે છે. લોભ–વાસનાના ક્ષયથી મનને જ્ઞાન અને શાંતિ પ્રાપ્ત થાય છે.

બીજાને અનિષ્ટકારી–દુઃખદાયક–નુકસાન કર્તા ગણી કાઢવાથી–માની લેવાથી કે અનિષ્ટ બનાવનો દોષ બહારની વસ્તુઓ ઉપર મૂકવાથી માણસનાં તેને આ દુનિયામાં સાંપડતાં દુઃખ, પીડન કે અશાંતિનો અંત આવતો નથી કે તે ઓછા થતાં નથી; તેમ કરવાથી–તેમાં મન વળગાડી રાખવાથી ઉલટો તેમના ઉપદ્રવમાં–વધારો થાય છે. બહારની એવી સ્થિતિયો તો માત્ર આંતર સ્થિતિયોનું પ્રતિરૂપ–પ્રતિચ્છાયા–પરિણામ–અસર હોય છે. તેથી હૃદયને શુદ્ધ બનાવવાથી એવી સર્વ બ્રાહ્ય સ્થિતિયો–વસ્તુઓ શુદ્ધ અને અનિષ્ટતા રહિત બની રહે છે.

આ અગાધ–અકલિત પ્રકૃતિનો સ્વભાવ–ક્રમજ એવો છે કે દરેક ઉત્પત્તિ અને સ્થિતિ (જીવન) અંદરથી બહાર આવે છે અને દરેક ક્ષીણતા અને લય (અંત–મૃત્યુ) બહારથી અંદર જાય છે. તમામ ઉદ્ભવ અને તેની વૃદ્ધિ અંદરથીજ થયાં કરે છે; તેમજ તેની સુધારણા–પુનરોત્પત્તિ પણ ત્યાંજ થયાં કરે છે. જે માણસ દરેક બાબતમાં અન્યને નિમિત્ત

કે કારણ ભૂત માનવાનું છોડી દઇ માત્ર પોતાનાં મનનેજ બધી બાબતોનું નિમિત્ત-કારણભૂત માની તેનું (મનનું) રૂપાંતર, પુનરોત્પત્તિ-સુધારણા અને વિકાસ કરવામાં પોતાની સઘળી શક્તિનો ઉપયોગ કરે છે તે માણુસની ઉદ્યોગશકિત અને જીવન સુરક્ષિત બને છે. માણુસ જેમ જેમ પોતાનાં મનને એકાગ્રતા-યોગમાં લાવતો જાય છે-વશ કરતો જઈ સુમાર્ગે પ્રેરતો જાય છે તેમ તેમ તેને જ્ઞાન અને સુખની પ્રાપ્તિ થતી જાય છે અને દયા તથા પરોપકાર વૃત્તિથી પોતાની માફક બીજાને પણ સુખદાવસ્થા પ્રતિ પ્રેરતો-દોરતો જાય છે. જ્ઞાન અને શાંતિનો માર્ગ બીજા કોઈનાં મન ઉપર અખત્યાર અને નિષેઆની ધારણ કરવાથી મળી જતો નથી પરંતુ પોતાનાંજ મન ઉપર વાસ્તવિક અખત્યાર ચલાવવાથી-તેને સુમાર્ગે પ્રેરવાથી તથા સદાચારમાં સદા દઢતાપૂર્વક પ્રવૃત્ત-પરાયણ રહેવાથી મળે છે.

માણુસનું સઘળું જીવન તેનાં હૃદય-મનમાંથી ઉદ્દભવ પામી આગળ વધે છે. મન પોતાનાં કર્મો અને વિચારો વડે બનેલું હોય છે. તેથી તેને વિચાર અને કર્મથીજ ફરી ઘડી કે સુધારી શકાય છે. આમ કરવાથીજ જીવનનો ક્રમ-પ્રણાલિકા બદલાવી શકાય છે. મન અને જીવનની સુધારણા આપણે હવે તપાસીએ. તે સારાં કર્મો કરવાની ટેવ પાડવાથી થાય છે.

# ટેવ પાડવાની રીતિ.

હરેક સ્થાયી મનોદશા—મનોવૃત્તિ મનને તેવા પ્રકારની ટેવ પાડવાથીજ થયેલી હોય છે. એકનો એક વિચાર વારંવાર કરવાથી તે વિચારના પ્રકાર મુજબની ટેવ પડી રહે છે.

વિષાદ—ઉદ્વેગ અને આનંદ, પ્રમાદ, ગુસ્સો અને શાંતિ, લોભ અને ઉદારતા અને એવાં બધાં પ્રથમ તો આપણી ઇચ્છાથીજ પ્રવૃત્ત થાય છે અને આખરે તે બધાં સ્થાયી ટેવો બની જઇ પછી આપણી ઇચ્છાનીયે પરવા કર્યા વગર સ્વતઃ વાહુક—સ્વતઃ પ્રચલિત બની જાય છે. ટેવને એકવાર પાડીને સ્થાયી કર્યા પછી આપણી મરજી હોય કે ન હોય તથાપિ તે તેનું કાર્ય કર્યા વગર રહેતી નથી. તેમ કરવાનો તે ટેવનો સ્વભાવ હોય છે. સ્વભાવ અનિવાર્ય હોય છે. એક ટેવને કાઢવા માટે તેનાથી પ્રતિકૂળ બીજી ટેવ પાડવી જોઈએ. એક ખીલો બીજા ખીલાને ખસેડે તેની માફક એક સંગીન—મજબૂત ટેવ બીજી ટેવને હઠાવે છે. એકવાર પડી ગયેલી ટેવને સ્હેલાઈથી ખાળી—હાંકી કાઢી શકાતી નથી. તેને હાંકી કાઢવા માટે નવી તેનાથી સારી અને સબળતર ટેવ પાડવાનો પરિશ્રમ કરવો પડે છે. દૃષ્ટાંત તરીકે પાન બીડી ખાવાની ટેવ. પ્રથમ પાન ખાવાની ઇચ્છા થાય છે; તે ઇચ્છાને આધીન થઇ પાન એક ખવાય છે, એકવાર ખાઈ

ફરી ખાવાની ઇચ્છા થાય છે; એમ કરતાં કરતાં આગળ આગળ વધુ વધુ ખવાય છે–પાનની સંખ્યા વધતી જાય છે. એ તો સ્વાભાવિક છે કે ઉત્પત્તિ તેની વૃદ્ધિ અને ક્ષીણતા તેનો વિનાશ. કેટલાક દહાડા પછી પાન ખાવાની ટેવ સ્થાયી બની જાય છે. વળી કેટલાકને પ્રથમ પાન ખાતાં પછવાડે સાથે તમાકુ નાખવાની પણ ટેવ પડે છે આ ટેવનો અભ્યાસ ચાલુ રહેતાં આખરે તે સ્વતઃચરિત થાય છે અને આપણે તેને અટકાવી શકતા નથી આપણી મરજી ન હોય છતાં ટેવ આપણને ફરજીઆત રીતે પાન ખવડાવે છે અને તેને વશ થઇ આપણને ખાવું પડે છે. સ્થાયી ટેવ આખરે સ્વતંત્ર બની આપણને વશ બનાવી લે છે આવી સ્વતચર ટેવને કાઢવા માટે આપણે પાન ન ખાવા રૂપી નવી અને વધુ સબળ ટેવ પાડવાની જરૂર છે. નવી ટેવ જુની કરતાં વધુ સબળ હોય તો જુનીને હાંકી કાઢે છે પરંતુ જો ઓછા બળ વાળી હોય તો નવી ઉલટી જુનીનું ભક્ષ થઇ પડે છે અને જુની પાછી વધુ પ્રબળ બને છે. નવી ટેવમાં દૃઢ ઇચ્છા–નિશ્ચય–ઉદ્યોગ–અચળતાની આવશ્યકતા હોય છે. આ પ્રમાણે તમામ પ્રકારની ટેવોનું સમજવું. ટેવ પાડવી તથા કાઢવી બેઉ રીતે અઘરી છે. ઉદ્યોગ વગર તે થઇ શકતું નથી.

એકનો એક વિચાર ફરી ફરી–વારંવાર લાવ્યાં કરવાથી આખરે તે એક સ્થાયી માનસિક ટેવ બની જાય છે. જીવન આવી સ્થાયી માનસિક ટેવોનું બનેલું હોય છે.

મનનો સ્વભાવ એવો છે કે કર્મના પરિણામથી થતા અનુભવની પરંપરા થકી જ્ઞાન પ્રાપ્ત કરે છે. જે વિચાર પહેલા કઠિન હોય તે વારંવાર લાવ્યાં કરવાથી આખરે સ્વાભાવિક અને સ્થાયી ટેવ રૂપ બની જાય છે. બાળક જ્યારે હુન્નર શીખવાની શરૂઆત કરે છે ત્યારે તેને પહેલાં તો ઓજાર પણ બરાબર પકડતાં આવડતું હોતું નથી અને વાપરતાં તો બિલકુલજ નથી આવડતું હોતું. પરંતુ ધીરજ અને ઉત્સાહ પૂર્વક ઉદ્યોગ–અભ્યાસની પરંપરા જારી રાખવાથી આખરે તે તે હુન્નરમા ક્રમે ક્રમે કરી નિપુણતા મેળવે છે. આવી રીત સારા વિચાર પ્રથમ સમજવા કે લાવવા અઘરા હોય છે પરંતુ તેમની પછવાડે મચ્યા રહેવાથી તે આખરે સ્થાયી–સહેલા અને સ્વાભાવિક તેમજ સ્વતાઃઆવૃત્ત બની જાય છે.

મનની તેની ટેવો અને વૃત્તિયો–ભાવો–લાગણીઓ ઘડવાની, બદલાવવાની, નાશ કરવાની અને ફરી ઘડવાની સત્તા ઉપરજ માણસના મુક્તિનો–સ્વર્ગનો આધાર રહેલો છે. માણસને જેમ હાનિકર્ત્તા ટેવો પાડવાની સત્તા છે તેમ શ્રેયસ્કર પાડવાની પણ છે.

સામાન્ય રીતે કહેવાય છે કે સત્કર્મ કરવા કરતાં દુષ્કર્મ કરવું અને પુણ્ય કરતાં પાપ કરવું તથા પવિત્ર-સાધુ બનવા કરતાં મલિન-દુષ્ટ બનવું સહેલું-સુતર છે. આ કથન લગભગ અખિલ વિશ્વ-સર્વ ધર્મો અનુભવ સિદ્ધ-સત્ય માને છે અને મહાત્મા બુદ્ધ જેવા મહાન તત્વજ્ઞ પણ કહે છે કે-" દુષ્કર્મો અને આપણને પોતાને હાનિ પહોંચાડે એવાં કર્મો કરવાં સહેલાં છે, સદ્ અને શ્રેયસ્કર કર્મો કરવાં ઘણાં કઠિન હોય છે." આ કથન શુદ્ધ-કેવળ સત્ય ભરેલું નથી એ કથન અજ્ઞાનીના સંબંધમાં ખરૂં છે પરંતુ જ્ઞાનીના સંબંધમાં તો લેશ પણ નથી અજ્ઞાનીને તેનાં અજ્ઞાનને અંગે અવળી ટેવ પડેલી હોય છે તેથી તેને એ ટેવના પ્રભાવે કરી દુષ્કર્મ સુતર લાગે છે એટલે કે કરવું ગમે છે સવળી ટેવવાળાને તો તે ઉલટું કઠિન લાગે છે અને તેને સત્કર્મ કરવું સહેલું લાગે છે તથા ગમે છે કર્મ ગમે તેવા પ્રકારનું હોય પરંતુ તેને કરવા માટે ક્રિયા શક્તિ તો અવશ્ય જોઇએ છીએ. ક્રિયા વગર કોઇ કાર્ય થઇ શકતું નથી. ક્રિયા તો સારા કર્મ માટે તેમજ ખરાબ કર્મ માટે એક સરખીજ રીતે કરવી પડે છે. કીયું કર્મ કરવું એ માત્ર પસંદગીનો પ્રશ્ન છે. અવળી પસંદગી દુષ્કર્મ સુઝાડે છે જ્યારે સવળી સત્કર્મ પ્રતિ પ્રેરે છે. કઇ પસંદગી કરવી એ માણુસનાં જ્ઞાન ઉપર આધાર રાખે

છે. જેવું જ્ઞાન તેવી પસંદગી માણુસ કરે છે. મહાત્મા બુદ્ધનું કહેવું એક રીતે ઠીક છે કારણુ કે દુનિયામાં માણુસની પરિસ્થિત–આસપાસની સ્થિતિ એવી હોય છે કે દુનિયાની પરવા રાખે તો તેનાથી બધાંય સત્કર્મો કરી શક્તાં નથી. દુનિયાને સત્કર્મ ગમતાં હોતાં નથી તેથી તેને સત્કર્મ કરતાં દુનિયા તરફથી સગવડ આપવામાં આવતી નથી પંરતુ ઉલટી મુશ્કેલીઓ નાખવામાં આવે છે. કલીયુગ એટલે દુર્ગણો–વિકર્મોનો સમય. દુનિયા અત્યારે કળીયુગ તળે છે. સત્કર્માને દુનિયા ઘણા પ્રકારે હેરાન કરે છે તેથી સત્કર્મ કઠિન છે. જે માણુસને દુનિયાની પરવા નથી પરંતુ માત્ર સત્યની પરવા છે તે સત્કર્મોમાંજ પ્રવૃત્ત–પરાયણ રહે છે. તેને દુનિયા સાથે વલગણુ હોય તો દુનિયા તેને હેરાન કરી શકે પણ ન હોય તો શું કરી શકે? આપણુને કુટુમ્બજાળ–સમાજ–ધંધો–ઉદ્યોગ–ઉદર પોષણુ વિગેરેની ફરજ–ભારણુ હોવાથી દુનિયાના રાગમાં રહેવું પડે છે અને એમ રહેતાં સત્કર્મો બરાબર કરી શકાતાં નથી. આપણે દુનિયાને ઉપરોક્ત ભારથી તજી દેવાની હિંમત ભરી શકતા નથી અને એવી હિંમત વગર કશુંય બની શકતું નથી. આપણે આ જાણ્યા છતાં દુનિયાનો ત્યાગ કરવાને અશક્ત હોવાથી દુનિયાની ખાતર સત્કર્મોનો ત્યાગ કરીએ છીએ. મહાત્મા બુદ્ધનો અનુભવ સિદ્ધ બોધ આવી પરિસ્થિતિને પરિણામે ખરો છે બાકી તત્વ

દષ્ટિમાં ખરો નથી. દુનિયા કળીયુગને વશ હોઇ તેનામાં અજ્ઞાન પ્રસરેલું છે અને તેથી વિકર્મ કરવામા રાજી રહે છે અને બધો સગવડો વિકર્મને માટે કરેલી છે. તેથી સત્કર્મીને સગવડ મળતી નથી અને તેજ કારણથી સત્કર્મ કરવું આ દુનિયામાં કઠિન લાગે છે. જે સત્યનોજ સેવક હોય, જેને સ્વર્ગનીજ આકાંક્ષા હોય તે દુનિયાની કઠિનતા–નર્કાવસ્થાની સ્થિતિનો પરિત્યાગ કરી પોતાના ઉચ્ચ માર્ગે આશા–ધૈર્ય અને ઉદ્યોગ પૂર્વક અસ્ખલિત રીતે ચાલ્યો જાય છે. સત્ય માર્ગે વિચરવાથી આત્મક–માનસિક સુખ મળે છે અને આ સુખ તેજ સ્વર્ગ. મનની–આત્માની ચિંતા–વ્યગ્રતા તે નર્ક છે દુનિયાના માર્ગે ચાલવાથી સદા આવી ચિંતાને ભોગ થવું પડે છે જ્યારે તે માર્ગને ત્યાગી સત્યના માર્ગે ચાલવાથી નિરાંત મળે છે. આથીજ બ્રહ્મજ્ઞાનીઓ જગતને અસત્ય કહે છે. બ્રહ્મ સત્ય છે. બ્રહ્મ એટલે સદ્‌જ્ઞાન.

આ ઉપરથી જણાશે કે સારા કરતાં નઠારૂં કરવુ સહેલું છે તે અનુભવ (વાત–માન્યતા) તદ્દન અસ્થિર અને પાયા વગરનો છે. ગમે તે પ્રકારનાં કર્મમાં મહેનત તો અવશ્ય કરવીજ પડે છે તો પછી મહેનત સારાં કર્મ માટે શ્યા સારૂ ન કરવી કે જેથી બ્રહ્મની પ્રાપ્તિ થાય? મહેનતને નઠારાં કર્મો કરવામાં ફોગટ વાપરવી એ પહેલા નંબરની મૂર્ખાઈ અને પોતાનેજ હાનિ

કરવાની વૃત્તિ. દુષ્કર્મમાં સહેલાઇ રહેલી માનવી એ અનંત સત્યના સ્વભાવની બાબત નથી, એતો મોહ અને આપણને પોતાને ઠગવાની બાબત છે, એ માન્યતાથી આપણે આપણને પોતાનેજ ઠગીએ છીએ. આ દુનિયામાં હાલ કળીયુગ પ્રવર્તેલો હોવાથી સર્વત્ર અજ્ઞાન પ્રસરેલું છે અને તેથીજ મનુષ્યને સદ્ કરતાં બદ કરવું સહેલું પડે છે. દુનિયા કળીયુગ વશ હોવાથી તેણે સદ્‌નાં સાધનોનો લય કરી સર્વત્ર બદનાં સાધનો મોજુદ રાખેલાં છે. અને જયાં જુએ ત્યાં એજ દ્રષ્ટિ ગોચર થાય છે તેથી બદ્ કરવામાં સુગમતા—સહેલાઇ થાય છે અને સદ્‌નાં સાધનો વિચ્છિન્ન હોવાથી તેમને શોધવાં પડે છે માટે તે કઠિન જણાય છે અજ્ઞાની આવી સહેલાઇ પસંદ કરે છે અને કઠિનતા પસંદ કરતો નથી કારણ કે તેને વસ્તુ—બાબતના પરિણામનુ જ્ઞાન હોતું નથી કે તે સારૂં હોય છે કે ખોટુ. વસ્તુ—બાબતનો ખરો સ્વભાવ તથા જીવનનો ખરા અર્થ અને હેતુ ન સમજ્યાથીજ બદ્ કરવું સહેલું લાગે છે અને ગમે છે, પરંતુ એ સમજાતાં સદ્ કરવું સહેલું લાગે છે અને બદ્ ઉલટું કઠિન લાગે છે. દૃષ્ટાંત તરીકે—જ્યારે કોઇ બાળક લખતા શીખવા માંડે છે ત્યારે પત્થર પાટીને અવળી રાખવી અને વતરણાંને ખોટી રીતે પકડવું અને સાચા અક્ષરોને બદલે ખોટા લખવા કે અમસ્તા વ્યર્થ લીટા તાણવા એ તેને ઘણુંજ સહેલું—સુગમ લાગે છે અને પાટીને સરખી રાખી વતરણાને બરાબર પકડી

સાચા અક્ષર લખવા એ તેને તે વખતે—શરૂઆતની સ્થિતિયે ઘણુંજ દુઃખદ રીતે કઠિન થઇ પડયું હોય છે. આનું કારણ એજ કે બાળકને હજુ લેખન કળાનું જ્ઞાન થયેલું હોતું નથી. પરન્તુ બાળક જેમ આગળ આગળ અભ્યાસ કરતું જાય છે તેમ તેમ તેને લેખનકળાનું જ્ઞાન પ્રાપ્ત થતું જાય છે અને જ્ઞાન પ્રાપ્ત થતાં તેને પાટી સરખી રાખતાં, કલમ–પેન બરાબર પકડતાં અને ખરા અક્ષર લખતાં બરાબર આવડે છે અને તે વખતે ઉલટું ખોટું લખવું–વ્યર્થ લીટા તાણવા એ કઠિન થઇ પડે છે. જે બાબતનું જ્ઞાન થાય છે તે બાબત સ્વાભાવિક, સહેલી અને સ્થાયી બની જાય છે આ ઉપરથી જોવાશે કે ખોટું લખવુ અને સાચું લખવું એ બેયમા લખવાની મહેનત તો એક સરખીજ પડે છે—ચાયતો સાચા અક્ષર લખે કે ચાયતો વ્યર્થ લીંટા તાણે કે ખોટા અક્ષર લખે અજ્ઞાન ખોટું કરે છે જ્યારે જ્ઞાન સાચું–સારૂં કરે છે. જ્ઞાની ને ખોટું કઠિન લાગે છે—જ્યારે અજ્ઞાનીને સારૂ કઠિન લાગે છે. જ્ઞાનને અંગે જ્ઞાનીને ખોટું કઠિન લાગે છે અને અજ્ઞાનને અંગે અજ્ઞાનીને સારૂં કઠિન લાગે છે. અજ્ઞાનને અંગે ખોટું સાચું સમજાય છે. કોઇ જાણી બુઝીને તો પોતે જેને ખોટું સમજે તે કરે નહી પરંતુ પોતાના જ્ઞાન મુજબ જે સારૂં માને તેજ કરે છે. સારૂં કીધું અને ખોટું કીધું તે સમજવા માટે જ્ઞાન જોઈએ અને આથીજ જ્ઞાન આવશ્યક છે

અને સર્વથા શ્રેષ્ટ-સિદ્ધિદા ગણાય છે. ખોટામાંથી દૂર થવું તે મોક્ષ અને મોક્ષને આપનાર જ્ઞાનજ છે. ज्ञानादेवाहि कैवल्यं (જ્ઞાનથીજ કૈવલ્ય-મોક્ષ છે.) આ દુનિયામાં અજ્ઞાન વ્યાપેલું હોવાથી સત્ય સમજાતું નથી અને તેથી સત્યનું અનુગમ કરાતું નથી. જ્ઞાન થતાં સત્ય લાધે છે. મન અને આત્માની બાબતોમાં પણ આજ રીતિ લાગુ પડે છે. સત્વિચાર અને સત્કર્મ કરવા પૂર્વે તેમને કરવાની સ્થાયી મરજી-પ્રયાસ-અભ્યાસ અને ટેવ પાડવાની અગત્ય પડે છે. તેમને કરવાની ટેવ પડતાં તે સહેલા અને સુગમ લાગે છે અને બદ વિચાર અને બદ કર્મ આકરા થઇ પડે છે. દુર્વિચાર અને દુષ્કર્મમાં રહેલાં નુકસાનનું જ્ઞાન તે કર્મના પરિણામથી થતા અનુભવ વડેજ આવે છે કર્મ કર્યા વગર અનુભવ થતા નથી અને અનુભવ વગર જ્ઞાન આવતું નથી. અનુભવ માણસને સિદ્ધ બનાવે છે દુરાચરણને પરિણામે થતાં નુકસાનનો અનુભવ થતા દુરાચારનું જ્ઞાન થાય છે અને ત્યારેજ તે તજાય છે અને તે અનુભવ સાથે સદાચારના પરિણામે થતાં શ્રેય-ફાયદાનો પણ અનુભવ થવાથી પછી સદાચાર તરફ વલણ જાય છે. કાર્ય કરવું એ ઇંદ્રિયોનો સ્વભાવ છે. તેમનો સ્વભાવ અટકાવી શકાતો નથી. કાર્ય કરવામાં તો તે પ્રવૃત્ત-મક્કમ રહેવાની. પછી તેમની પાસે કયું કાર્ય કરાવવું અને કયુ નહીં કરાવવું એ આપણી મુનસફીમાં રહેલું છે. આપણે

નિશ્ચય કરીએ કે કાંઇ કરવુંજ નહિં પરતું તે નિશ્ચય વ્યર્થ છે કારણ કે કૃષ્ણ ગીતામાં કહે છે તેમ प्रकृति स्त्वा नियोक्ष्यति ( પ્રકૃતિ તને તેમાં ખેચીને નાખશે ) એટલે ઇંદ્રિયોજ આપણને કામ કરાવ્યા વગર નહીં રહે કે પોતે કામ કર્યા વગર નહીં રહે કેમકે પ્રકૃતિયે તેમને કામ કરવા સારૂજ સૃજેલી છે એટલે તેમનાથી કોઇ પણ કામ કર્યો વગર તો રહી શકાતુંજ નથી અને એ પ્રકૃતિની બાબત હોવાથી આપણે તેને અવરોધી શકતા નથી માત્ર ઉપયોગ આપણા હાથમાં છે બાકી અવરોધ તો નથી. ત્યાજ કૃષ્ણ આગળ કહે છે કે—

स्वभावजेन कौंतय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपितत् ॥

( હે કૌંતય! તારા પોતાના સ્વભાવથી જે કર્મ પેદા થયેલું છે તે કર્મથી તું બંધાએલો છે અને ભુલવણીમા ભોળવાઇને તે નહીં કરવાની મરજી થાય છે પણ પરાધીન પણે તે તું કરીશ ) એટલે કે આપણું આ શરીર–ઇંદ્રિયો કાર્ય કરવાને માટેજ સૃજાએલી છે અને તેથી કામ કરવાને આપણે બંધાએલા છીએ છતાં અજ્ઞાનને લીધે આપણે કાંઇ પણ ન કરવાનો નિશ્ચય કરીએ તો તે ચાલે તેમ નથી. આપણને પરાધીન પણે કામ કરવું પડે છે. ઇંદ્રિયોજ કામમાં પ્રેરે છે. આવું હોવાથી કર્મ તો અવશ્ય

અને અનિવાર્ય હોઇ સત્કર્મ કરવું જોઇએ અને દુષ્કર્મ નહીં કરવું જોઇએ શરીર-ઇંદ્રિયો કાંઇ દુષ્કર્મજ કરે છે એમ નથી. એ તો તેમની પાસે જે કરાવીએ તે કર્મ કરે છે. એક એન્જીન વણવાનાં યંત્રો ચલાવે છે અને લાકડું વેરવાનાં પણ ચલાવે છે. એ એન્જીન પાસેથી કયું કામ લેવું એ ઇજનેરના હાથમાં છે. તેમ આ શરીર એન્જીન રૂપે છે. તે કામ કર્યા વગર તો રહી શકતું નથી અને આપણે તેને અક્રિય રાખવા મથીએ છતાં પણ આપણો શ્રમ અફળ જાય છે અને તે તો કામ કર્યાં કરે છે માટે તેની પાસેથી સત્કર્મજ લેવું જોઇએ ખોટું લેવું હોય તો તે તો તે પણ કરે છે પરંતુ આપણા માટે ઇષ્ટ-શ્રેયસ્કર સત્કર્મ લેવું એ છે. શું આપણે જાણી બુજી આપણને નુકસાન કરવા ઇચ્છશું? નહીંજ! એક પાણીનો ધોધ આવતો હોય, તેની નજીકમાં વાડી હોય અને બીજી નકામી જમીન પણ હોય. તે ધોધને વાડીમાં વાળવાથી તે વાડીમાં પાણી પુરૂં પાડે છે અને ફાયદો આપે છે પરંતુ નકામી જમીનમાં વાળવાથી વ્યર્થ જાય છે અને વાડીને નુકસાન થાય છે. તે ધોધને વાડીમાં પણ ન વાળીએ કે પડતર જમીનમાં પણ ન વાળીએ અને તેના આડો બંધ બાંધીએ તો તેથી કાંઇ ધોધ અટકી જતો નથી. તે તો આવવાનોજ. આપણે તેનો ઉપયોગ નહીં કરીએ તો તે તેની મેળે તેનો માર્ગ કરી લે છે. આવી

રીતે પ્રકૃતિએ જેને કાર્ય કરવાને માટેજ સૃજેલ છે તે શરીર–ઇંદ્રિયો આપણે વાળીએ ત્યાં વળે છે અને કામ કરે છે અને તેમને અટકાવીએ છતાં તે સ્વતંત્ર હોઇ તેમનું કાર્ય તો કર્યા વગર નથી રહેતી. જ્યારે આવી અનિવાર્યતા છે અને ઇંદ્રિયોને અટકાવવાનું આપણામાં સામર્થ્ય નથી ( પરંતુ ઉપયોગ કરવામા છે ) તો પછી તેમની પાસેથી કામ–આપણને ફાયદા-વાળું કામ એટલે સત્કર્મ કરવા સારૂ તેમને શ્યા માટે નહીં વાપરવી ? તેમ નહીં વાપરવીએ આપણને પોતાનેજ હાનિ થાય છે. પોતાનેજ હાનિ કરવા જેવી મૂર્ખાઇ કોણ કરે ? ઈંદ્રિયો તેમના ઉપયોગના પ્રકાર મુજબ સ્વર્ગ તેમજ નર્કની સિદ્ધિ કરી આપે છે તો પછી તેમને સ્વર્ગની સિદ્ધિ માટે કેમ ન વાપરવી ? નર્કમાં રહેવું કોને ગમે ?

ઇંદ્રિયોને જેવું કામ કરવાની ટેવ પાડીયે તેવુ તે કામ કરે છે. તેમને તો બધુંય કાર્ય એક સરખુંજ છે. તેમને નથી કોઇ સહેલું કે નથી કોઇ કઠિન પરંતુ સઘળુંય સરખું છે. તેમને તો જે કરે તે સહેલુંજ હોય છે. કારણકે પોતાનુ કર્ત્તવ્ય સર્વને સહેલુંજ હોય છે.

જેમ કોઇ કારીગર તેના ધંધામાં અસ્ખલિત અભ્યાસથી કુશળ બની જાય છે તેમ માણસ પણ સદાચારનો અસ્ખલિત અભ્યાસ રાખવાથી તેમાં પરિ-

પૂર્ણ-સિદ્ધ બની શકે છે. કારીગર જેમ હથિયારો ઓજારો વડે પોતાનું કામ કરે છે તેમ માણસને આ શરીર-ઇંદ્રિયો રૂપી ઓજારો છે. સદાચાર માત્ર સારા વિચાર અને સારા કર્મો કરવાની ઇંદ્રિયોને ટેવ પાડવાથીજ પ્રાપ્ત થાય છે. જે માણસને સત્વિચાર અને સત્કર્મો સ્વાભાવિક-સ્થાયી અને સહેલાં થઇ પડયાં હોય અને દુર્વિચાર તથા દુષ્કર્મો ઉલટાં દુષ્કર થઇ પડયાં હોય તેનેજ સદાચાર-ઉચ્ચ નીતિ રીતિ અને શુદ્ધ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે आत्मानं पश्येत्‌ ( તું તારા આત્મને ઓળખ ) એટલે કે તું તારાં કર્તવ્યને ઓળખ અને પછી તે કર્ત્તવ્યમાં પરાયણ રહે· એટલે સિદ્ધિ-સ્વર્ગ અવશ્ય મળશે.

દુષ્કર્મ-પાપ કરવું એ સહેલું અને સ્વાભાવિક લાગવાનું કારણ એ છે કે આપણે અભ્યાસની પરંપરાથી આપણામાં વિચારની હાનિકારક અને અજ્ઞાન ભરી ટેવો પાડી દીધેલી હોય છે. જે બાબતની ટેવ હોય તે સહેલું લાગે છે. નઠારાંની હોય તો નઠારૂં અને સારાંની હોય તો સારૂં સહેલું લાગે છે. લાગ આવે ત્યારે ચોરી કરતાં અટકવું ( એટલે ન કરવી ) એ ચોરને માટે બહુજ કઠિન હોય છે કારણકે ચોર હમેશાં ચોરી કરવાના વિચારોનેજ પોષતો રહે છે-પોષ્યાં કરે છે. પ્રમાણિક માણસને ચોરી ન કરવી એ કઠિન લાગતું નથી કારણકે તે તો હમેશા પ્રમાણિક વિચારોનેજ પોષતો

હોય છે અને ચોરીનો વિચાર તેણે બહિષ્કૃત કર્યો હોય છે. જે કરવાનો વિચાર તે કર્યા વગર રહી શકાતું નથી; ચેન પણ ત્યારેજ પડે છે. ચોર તેનાં અજ્ઞાનને અંગે ચોરી કરવામાં પોતાને ફાયદો થતો સમજે છે. તે સમજે છે કે તેમાં તો ફાયદોજ થાય છે અને તેમાં રહેલાં નુકસાનને સમજતો હોતો નથી–પ્રામાણિક માણસને ચોરીમાં રહેલાં પાપ મૂર્ખાઇ અને વ્યર્થતાનું જ્ઞાન થયેલું હોય છે. એ જ્ઞાન થતા જ તે પ્રામાણિક બન્યા હોય છે અને તેથી પ્રામાણિકતામાં ફાયદો સમજી તે પોતાનાં હૃદયમાં ચોરીના વિચારને કદિપણ પેસવા દેતો નથી. આવી રીતે ચોર સદા ચોરીનાજ વિચારોનો પોષક હોવાથી તેને કદિ પ્રમાણિક વિચાર આવતો નથી. લાગ છતાં ચોરી ન કરે તે પ્રણાણિક ગણાય. લાગ કોઇ વાર ન મળવાથી ચોરી ન કરી શકે તે કાંઈ ખરો પ્રમાણિક ગણાય નહીં. આવીરીતે દરેક પાપનું સમજવું. કોઇ પણ પાપ કરવાનો કદિ પુરતો લાગ–સગવડ હોય છતાં તે ન કરવું એનું નામ સાધુતા–પવિત્રતા. પાપ કરવાનો કદિ લાગ કે સગવડ ન મળતી હોય અને જેથી પોતાનાથી પાપ ન કરી શકાતું હોય તે માણુસ કહે કે–"હું પવિત્ર છું અને કદિ પાપ કરતો નથી, "–તો તે વ્યર્થ છે. લાગ મળે નહીં અને પોતે કરી શકે નહીં તેથી કરી કાંઇ પાપ કરવાની વૃત્તિજ નથી એમ સિદ્ધ થાય નહીં પરંતુ ઘણા ઘણા લાગ હોય પુરતી સગવડ હોય, પાપ ઉલટું સામું ઘસી આવી

તેને કરવા માટે પ્રમાદ-જુસ્સાને ઉશ્કેરતું હોય-લલચાવતું હોય-આકર્ષતું હોય-મોહ પમાડતું હોય-ફાયદાને ઝગઝગાવતું હોય છતાં પણ તેના સામી દૃષ્ટિ ન કરે કે મનમાં કિંચિત માત્ર પણ વિચાર કે મરજી-વૃત્તિ ન કરે, તેથી લલચાય નહીં-મોહ પામે નહીં અને ઝગઝગતા ફાયદાને ઉપરથી એવો પણ અંદર ખાતે પોકળ-વ્યર્થ સમજે તેજ પવિત્ર-પાપ ન કરનારો ગણાય; બાકી તો પછી અશક્તિમાનની સાધુતા, વૃદ્ધાનાં પતિવ્રત, શંઢનાં બ્રહ્મચર્ય જેવું ગણાય.

ઘણાં માણસોને ગુસ્સો અને અધિરાઈ સ્વાભાવિક અને સહેલ હોય છે એટલે કે સહસા-જોત જોતામાં થઈ આવ છે તેનું કારણ એ કે તેઓ હમેશાં ક્રોધી અને અધિરા વિચારો અને કર્મો કરતા રહેતા હોય છે અને તેમ થતાં તે બાબતની ટેવ તેમનામાં વધુ વધુ દૃઢ બની તેનાં મુળ વધુ વધુ ઉંડાં નાખતી ગઈ હોય છે. આવીજ રીતે શાંતિ અને ધૈર્યવાળા વિચારો અને કર્મોની ટેવ પાડવાથી અને ક્રોધ તથા અધૈર્યને નજીક ન આવવા દેવાથી શાંતિ અને ધૈર્ય સ્વાભાવિક, સ્થાયી અને સહેલાં થઈ પડે છે. સારા વિચાર અને કર્મ કરવાના અભ્યાસની પરંપરાથી સારી ટેવ પાડી તમામ દુષ્ટ વિચારો અને દુષ્કર્મો-પાપોને દેશવટો આપી શકાય છે-સદાયને માટે ત્યાગી શકાય છે. જ્ઞાન, શુભ

વિચાર અને સુકર્મો સારી ટેવ પાડવાથી આપણામાં સ્થાયી અને અવિનાશી થઇ રહે છે. સ્થાયી ટેવ એજ યોગ છે. સુકર્મોની સ્થાયી ટેવ પાડી સદા તે કર્યાં જવાં એજ કર્મયોગ સાધ્યો કહેવાય. તપ પણ સ્થાયી ટેવથીજ થાય છે. તપ ઇંદ્રિયોનો હોય છે. સત્ય બોલવાની સ્થાયી ટેવ તે વાણીનો તપ. શુભ વિચાર લાવવાની સ્થાયી ટેવ તે મનનો તપ. સુકર્મો કરવાની સ્થાયી ટેવ તે હાથનો તપ. જે જે ઇંદ્રિયને શુભ કાર્યમાં પ્રવૃત્ત રાખીએ તે તે ઇંદ્રિયનો તપ કર્યો ગણાય. સર્વ બાબતોનો સિદ્ધાંત સત્ય પ્રતિ હોય છે. દરેક આધ્યાત્મિક કર્મ તે બાબતની સ્થાયી ટેવથીજ સાધી શકાય છે. સુકર્મોની સ્થાયી ટેવજ સ્વર્ગદાતા છે. એથીજ બ્રહ્મજ્ઞાન–મુક્તિ મળે છે.

---

## કર્મ અને જ્ઞાન.

જે માણસ કર્મો કરી તેમનાં પરિણામોના અનુભવ થકી એમ સિદ્ધ કરે છે કે પોતાનું સમગ્ર જીવન પોતાનાં મનમાંથીજ ઉદ્ભવ પામે છે, મન ટેવોનો એક સમુદાય છે, મનની ટેવોને પોતે ધૈર્ય યુક્ત આયાસથી ધારે તેટલા અંશે ફેરવી અને સુધારી શકે છે અને એમ કરી તેમના (ટેવોના) ઉપર સંપૂર્ણ અધિકાર અને નિગ્રહ પ્રાપ્ત કરી શકે છે તો તે માણસને પોતાની સંપૂર્ણ મુક્તિનાં દ્વારની કુંચી એકદમ પ્રાપ્ત થાય છે.

જીંદગીનાં પાપો–દુઃખોથી (જે પાપો તથા દુઃખો ખરી રીતે માત્ર મનનાં માનેલાંજ હોય છે.) મુક્ત થવું–બચવું એ અંદરની ક્રિયા અને તેની અસ્ખલિત વૃદ્ધિથી થાય છે. એ મુક્તિ કાંઈ તુરત બહારથી મળી જતી નથી. એને મેળવવા સારૂ તો હરરોજ હરઘડી નિષ્કલંક–સારા વિચાર લાવવા માટે મનને કેળવી ટેવ પાડવી જોઈએ અને જે વખતે મન દુષ્કર્મ અને પ્રમાદ–જુસ્સામાં આવી પડતુ હોય ત્યારે તેનાં તે વખતનાં વલણને બદલાવી તેને સુપથે લઈ જવાની–તેમાથી બહાર નીકળી મોકળું થવાની ટેવ પાડવી જોઈએ. મનને પ્રમાદના અગ્નિથી બચાવવું જોઈએ.

એક બાવલું તૈયાર કરવા સારૂ શિલ્પકારને ખરબચડા પત્થરને તેનાં ઓજારો વડે ધીરજ પૂર્વક ઘડવો પડે છે; એવા ખરબચડા પત્થરને તેના ધૈર્યયુક્ત ઉદ્યોગથી તેણે કરવા ધારેલી એક ઉમદા–સાફ મૂર્તિના રૂપમાં લાવી મૂકે છે. પ્રથમ ખડબચડું હોય તેને ધીરજ પૂર્વક ઉદ્યોગથી ધીમે ધીમે ઘડતાં–સાફ કરતાં જતાં તે ધાર્યા મુજબનાં રૂપમાં આવી શકે છે તેવી રીતે સદ્ જીવનના અભિલાષીએ પોતાનાં ખડબચડાં મનને ધૈર્યયુક્ત અભ્યાસથી સત્વિચાર રૂપી ઓજારો વડે ઘડી પોતાની ઇચ્છિત સ્થિતિ–ગતિયે પહોંચાડવું જોઈએ. મન સાફ થતાં કર્મો સારાં થાય છે અને સારાં કર્મો ચાલુ રહેવાથી સદ્જીવન પ્રભવે છે

સદ્‌જીવન મેળવવાનું પરમ કાર્ય કરવામાં પ્હેલાં નાનાં નાનાં અને સહેલાં સહેલાં પગથીઆં ચડવાનું શરૂ કરી તે સિદ્ધ કર્યા બાદ સ્વાભાવિક રીતે ધીમે ધીમે આગળ વધી મોટાં મોટાં અને કઠિન કઠિન પગથીઆં સિદ્ધ કરતા જવાની આવશ્યકતા રહેલી છે કારણ કે કોઇ કાર્ય સહસા પૂર્ણ થઇ જતું નથી. એક ઘાએ કુવો ખોદાતો નથી કે એક કોળીએ જમી રહેવાતું નથી તેમ દરેક બાબતમાં ઉત્તરોત્તર (કામ કરવામાં) આગળ વધતા જવાથી પૂર્ણતા પ્રાપ્ત થાય છે. શરૂ-આત-વૃદ્ધિ-વિસ્તાર-અંત (પૂર્ણતા) નો એટલો કે શરૂ કર્યા બાદ ધીમે ધીમે ધૈર્યપુરઃસર આગળ વધી છેક પૂર્ણ કરવાનો નિયમ દરેક કાર્યમાં પ્રચલિત અને આવશ્યક છે. જીવનનું દરેક કાર્ય આ વિધિથી કરવાથી છેવટે તેનું જ્ઞાન ઉપલબ્ધ થાય છે. જ્ઞાનથી કર્મ થાય છે. કર્મથી પાછું વિજ્ઞાન થાય છે. કર્મ કર્યા વગર જ્ઞાન થતું નથી અને જ્ઞાન વગર સત્કર્મ કરાતું નથી. કોઇ એક કર્મ કરવાથી તેનાં પરિ-ણામે અનુભવ થાય છે અને અનુભવથી જ્ઞાન આવે છે. જ્ઞાન થતાં તે કર્મ સારા પરિણામવાળું હોય તોજ ફરી કરવામાં આવે છે, અન્યથા છોડી દેવામાં આવે છે. આથી જ્ઞાન અને કર્મ પરસ્પર અગત્યનાં છે તેમાં કર્મ મુખ્ય છે અને તેથીજ ગીતામાં કર્મયોગને વિશિષ્ટ કહી તેને સાધવાનો આગ્રહ કરેલો છે અને સન્યાસથી સિદ્ધિ નહી મળવાનું કહેલું છે. જીવનનાં

દરેક કર્મ અને માનુષી સિદ્ધિમાં આ નિયમ પ્રબળતા સાથે પ્રવર્તે છે અને જે કર્મમાં એ નિયમ પ્રતિ દુર્લક્ષ કરવામાં આવે છે તે કર્મનું પરિણામ શૂન્ય કે ખરાબ આવે છે. સામાન્ય વિદ્યા હુન્નરકળા શિખવામાં, વ્યાપાર કે રોજગાર ધંધો ચલાવવામાં અને દુનિયાને લગતાં દરેક કાર્યમાં આ નિયમ પાળવામાં આવે છે અને સહુ તેનો બારીક રીતે અમલ કરે છે પરંતુ દિલગીરીની વાત એ છે કે આત્મ વિદ્યા–સત્ય શીખવામાં, જીવનને સદાચાર પૂર્વક ચલાવવામાં કે એવી ઉચ્ચ અને શ્રેયસ્કર બાબતોમાં એ નિયમ દાખલ કરવામા આવતો નથી અને લગભગ સહુ તેનું ઉલ્લંઘન કરે છે. જેટલો પ્રયાસ અને બુદ્ધિનો ઉપયોગ દુનીયાના વિષયો માટે કરવામાં આવે છે તેટલો આધ્યાત્મિક બાબતો માટે કરવામાં આવતો નથી જેટલું ધ્યાન–ચીવટ–દરકાર દુનીયાના વિષયો ( દ્વંદ્વો ) માટે રાખવામાં આવે છે તેટલું આધ્યાત્મિક બાબતો–વિષયો માટે રાખવામાં આવતું નથી. આધ્યાત્મિક સુખ કરતાં માણસો શારીરિક–દુનીયાનું સુખ વધારે પસંદ કરે છે. આ પસંદગી અજ્ઞાનને અંગે હોય છે. આવી ખોટી પસંદગીના પરિણામેજ નીતિ, સત્ય અને ઉચ્ચ પવિત્ર જીવનને દુનિયામાથી દેશવટો મળ્યો છે અને કોઇ તેમનો સત્કાર કરતું નથી; એથીજ તેમનો અભ્યાસ કરવામાં આવતો નથી કે તેમને પ્રાપ્ત કરવા પ્રતિ પ્રવૃત્તિ રાખવામાં આવતી નથી કે તેમને ઓળખવામાં

આવતાં નથી. શારીરિક સુખથી મોહી જઇ કોઇ આત્મિક સુખની પરવા રાખતું નથી. ખરૂં સુખ તો આત્માનું છે; શરીરનું નથી; આત્માનું સુખજ સ્વર્ગ છે. શરીરનું સુખ નર્ક છે.

માત્ર ધર્મ પુસ્તકો (હાલ વંચાય છે તેમ તેમને વર્તનમાં મૂકાયા વગર) વાંચવાથી અને વેદાંત કે વિજ્ઞાન શાસ્ત્રની કલ્પનાઓ (અનુભવ કર્યા વગર માત્ર કલ્પનાઓ વડે માની લીધેલી વાતો) સ્વીકારવાથી કે સમજવાથી કે હાલ જે રીતે જપ–તપ–પૂજા–પાઠ–દાન-પુન્ય–દેવદર્શન આદિ નિત્ય કર્મો કરવામાં આવે છે તે રીતે કરવાથી જીવન ઉચ્ચ થાય છે, સ્વર્ગ મળે છે અને તેમ કરવાથીજ અધ્યાત્મિક સિદ્ધાંતો–નિયમો સમજાય છે કે બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત થાય છે એમ ધારવું–માનવું ભુલ ભરેલું છે એમ કરવાથી ઉચ્ચ જીવન–સ્વર્ગ મળતું નથી કે આધ્યાત્મિક નિયમો સમજાતા નથી કે નિર્વાણ પણ પ્રાપ્ત થતું નથી. સદા સર્વથા ઉચ્ચ અને વિમળ વિચાર, વાણી અને કર્મવાળું જીવન બનાવવું એજ ઉચ્ચ જીવન–સ્વર્ગ છે અને આધ્યાત્મિક નિયમો કે જે મનુષ્ય તેમજ સૃષ્ટિ બેઉમાં અંતરસ્થ રહેલા છે (એટલેકે મનુષ્ય અને સૃષ્ટિ બેઉનું મુળ એ નિયમો છે) તેમનું જ્ઞાન તો દીર્ઘકાળ પર્યંત સદાચારનો અભ્યાસ ચાલુ રાખવાથીજ થાય છે.

મોટું–વધારે જાણી શકાય તે પૂર્વે નાનું–થોડુંઆ-ટોપાટ–પુરેપુરૂ સમજી ગ્રહવું જોઈએ કારણકે ધીમા અને

૬૯ અભ્યાસથીજ ખરૂં જ્ઞાન આવે છે. કર્મ કરી પરિણામનો અનુભવ કર્યા વગર તેનું ખરૂં જ્ઞાન થતું નથી. અનુભવ વગર જ્ઞાન સંભવતુંજ નથી. કર્મ વગર અનુભવ સંભવતો નથી બાળક શાળામાં બેસતાંની સાથે કાંઇ શાસ્ત્રી બની જતું નથી પરંતુ પ્રથમ તે એકડા ઘુટે છે, મુળાઅક્ષર શીખે છે, બારાખડી શીખે છે, વ્યાકરણ શીખે છે, સહેલું વાંચતાં શીખે છે અને સમજતાં શીખે છે અને એમ આગળ આગળ અભ્યાસ કરવાથી કેટલાંક વર્ષો પછી શાસ્ત્રી બને છે. અભ્યાસ દરમિયાન પોતાથી થતી ભુલોને ધીરજથી દૂર કરી પાઠો પાકા કરવા પડે છે અને એક પાઠ પાકો થયા બાદ બીજો લેવાય છે. પ્રથમ સહેલો અને નાનો આવડી ગયા પછી તેના કરતાં મોટો અને કઠિન પાઠ શીખાય છે અને તેવી રીતે ઉત્તરોત્તર મોટા મોટા અને કઠિન કઠિન પાઠો બધા આવડી જવાથી પૂર્ણ જ્ઞાન થાય છે હરેક હુન્નરકળા–વિદ્યા–જ્ઞાન આવી રીતે પમાય છે. દુનિયાની સાધારણ બાબતો–કાર્યોનું જ્ઞાન પણ પ્રથમ તેમને કરવાનો અભ્યાસ કરવાથી પ્રાપ્ત થાય છે અને આધ્યાત્મિક કાર્યો–બાબતોમાં તથા ઉચ્ચ જીવનમાં પણ આ નિયમજ રહેલો હોય છે તેથી તે સખ્ત રીતે પળાવો જોઇએ. સદાચારનું જ્ઞાન તેને કરવાનો અભ્યાસ રાખવાથીજ થાય છે અને સત્યનું જ્ઞાન સદાચારમાં ચુસ્ત–પરાયણ રહી તેમાં પૂર્ણ બનવાથીજ થાય છે. જેટલી સદાચારના

અભ્યાસ અને ટેવમાં પરિપૂર્ણતા તેટલીજ સત્યનાં જ્ઞાનની પરિપૂર્ણતા થાય છે. જ્ઞાન અને આચાર-કર્મ વચ્ચે આવો નિકટ સંબંધ રહેલો છે. એક બીજાં વગર એક બીજાંનું અસ્તિત્વ હોતું નથી. જ્ઞાનાભિલાષીએ કર્મ અવશ્ય કરવાંજ જોઇએ. ગીતામાં આથીજ કર્મ કરવા માટે ભાર દઈ-આગ્રહ પૂર્વક કહેવામાં આવ્યું છે. દરેક કર્મ કાયિક ફાયદાની ઇચ્છાથી નહી પરંતુ જ્ઞાનની ઇચ્છાથી કરવું જોઇએ. જ્ઞાન અર્થે કર્મ કરવું ફરજીઆત છે. મોક્ષ માટે જ્ઞાન ફરજીઆત છે. મોક્ષ પણ મનુષ્યને માટે ફરજીઆત છે(તમામ મનુષ્યે મોક્ષ મેળવવોજ જોઇએ ) કારણ કે અન્યથા જીવતર વ્યર્થ છે

સત્યનાં જ્ઞાનની પ્રાપ્તિ આપોઆપ થઇ જતી નથી તે હરરોજ અને હરદમ સદાચારના સહેલાથી માંડી કઠિન પાઠો પર્યંત શીખી તેમને સિદ્ધ-સ્વભાવિક-ટેવાએલા કરવાથીજ થાય છે. બાળક જેમ શાળામાં તેનાં પાઠ ધીરજ પુરઃસર અને શિક્ષકની આજ્ઞાને અનુવર્તી-આજ્ઞાંકિત બની શીખે છે અને શિક્ષણ લેતાં દરમિયાન આવતી-નડતી બધી ભુલો અને કઠિનતાઓ ઓળંગી જઈ શકાય ત્યાં સુધી હમ્મેશાં ફરી ફરી કરવાનો અભ્યાસ રાખે છે તેમ સત્યના શીખનારે પણ તેને નડતી ભુલો-ના-ઉમેદીઓ અને મુશ્કેલીઓથી થાકી પાછા હઠયા વગર

તેમનું હિમ્મત અને ઉત્સાહથી નિવારણ કરી પોતાનાં મન-કર્મ અને વાણીને શુદ્ધ-પવિત્ર બનાવવાં જોઇએ. આવી રીતે જેમ જેમ સદાચારની ટેવ દૃઢ બનતી જાય છે તેમ તેમ સત્યનાં જ્ઞાનની પ્રાપ્તિ થતી જાય છે અને એ જ્ઞાન આવતાં ભય, દુઃખ અને એવી અનિષ્ટ-અપ્રિય અનીચ્છનીય વસ્તુઓ વિકીર્ણ થઇ જાય છે અને જ્ઞાની મુક્તિને-નિવાર્ણને પામી જાય છે.

જ્ઞાન મેળવવાના આવા અભ્યાસથીજ ગીતામાં કહેલ જ્ઞાનયોગ-બુદ્ધિયોગ સાધી શકાય છે. આવો અભ્યાસ જારી રાખવો એજ યોગ સાધવા બરાબર છે.

## ઉચ્ચ જીવનના પહેલાં પગથીઆં અથવા સ્વર્ગ-મુક્તિનાં પ્રારંભિક સાધન.

ઉચ્ચ જીવન-સદાચારથીજ ( કર્મયોગથીજ ) જ્ઞાન ( જ્ઞાન યોગ ) પ્રાપ્ત થાય છે અને સર્વવ્યાપક— સર્વ વસ્તુઓમાં અંતરસ્થ પ્રકાશી રહેલું સત્ય-જ્ઞાન સમજ્યા પૂર્વે ધીમે ધીમે આગળ આગળ વધી અભ્યાસ જારી રાખવાથી—સ્થાયી ટેવ પાડી દેવાથી જીવન ( આત્મ ) પરિપૂર્ણતા-સદાચાર એટલે કે ધર્મમાં નિષ્ઠ ( યોગી ) થવાની જરૂર રહે છે. આ યોગનિષ્ઠતા કેમ સધાય તે બતાવીએ. એ સાધવામાં પ્રથમ મનને કેળવી સુપથગામી કરી હૃદયને શુદ્ધ—પવિત્ર બનાવવું જોઇએ કારણ કે જીવન

તેમાંથી ઉદ્‌ભૂત થાય છે. મન—હૃદય સુપથગામી અને પવિત્ર બન્યા પછી સદાચારના પાઠો એક પછી એક શીખી તેમનામાં નિષ્ઠ અને પારાંગત બની જ્ઞાનરૂપી બળ પ્રાપ્ત કરવું જોઈએ. એ જ્ઞાન આવતાં અજ્ઞાન, જીંદગીનાં પાપો, દુષ્કર્મો, દુર્ગુણો અને અનિષ્ટોનો વિધ્વંશ કરી શકાય છે. એ વિધ્વંશ થયો એટલે સ્વર્ગ—મુક્તિ—મોક્ષની પ્રાપ્તિ થઈ એમ સમજવું. એમનો નાશ એજ મોક્ષ છે; મોક્ષ કોઈ ઇતર વસ્તુ નથી. સ્વર્ગ એટલે સુખ—શાંતિમય જીવન. સ્વર્ગની પ્રાપ્તિ તે મોક્ષ. એટલે આ વિશ્વમાં સુખમય અને નિશ્ચિંત જીવન ગાળવું એજ સ્વર્ગ અને મોક્ષ. મુક્તિનાં એટલે આવું જીવન ગાળવાનાં ( ધર્મ પાળવાનાં ) સાધન કીયા કીયાં છે ? તે કેમ શીખાય ? તે કેવી રીતે મેળવી શકાય ? તેમને સિદ્ધ કેમ કરાય અને જ્ઞાન મેળવાય ?

ખોટી મનોવૃત્તિયો અર્થાત મનને થતી બવળી લાગણીઓ—વલણો—ભાવો જે આધ્યાત્મિક પ્રગતિમાં સદા વિઘ્નરૂપ રહે છે અને સામાન્ય સદાચાર ( ગૃહ તેમજ બહાર રાખવાનો ) સાધવામાં પણ આડે આવે છે તે બધી ખોટી મનોવૃત્તિયોને જીતી વશ કરી તેમનો નાશ કરવો એમાંજ મુક્તિના સાધન રહેલા છે. તે સાધનો—તેના પ્રારંભિક પાઠો—સાધનો નીચે પ્રમાણે છે:—

## જીતીને નાશ કરવાના દુર્ગુણો—

### કાયિક દુર્ગુણો.

| | |
|---|---|
| ૧ આળસ—સુસ્થી.<br>૨ મરજી મુજબ ભોગ—ઇચ્છા—ઇંદ્રિયોને વશ રહેવું તે. | પાઠ ૧ લો.<br>આ દુર્ગુણો શરીરને કેળવવાથી—સુવ્યવસ્થિત કરવાથી જીતી શકાય છે. |

### વાચિક દુર્ગુણો

| | |
|---|---|
| ૧ બદબો—બદનક્ષી કે કોઇને નુકશાન થાય તેવી વાણી.<br>૨ ગપ્પો ચલાવવી—નકામી વાતો કરવી તે.<br>૩ અપમાન ભરી—માયા શૂન્ય—ક્રોધ ભરી વાણી<br>૪ નાદાની—છિછલ્લાઈ કે અપૂજ્યભાવવાળી વાણી.<br>૫ હુજત અને દગા ભરી કે છિદ્ર—દોષ કાઢવાની વાણી. | પાઠ ૨ જો.<br>આ દુર્ગુણો જીભ—વાણીને કેળવવાથી જીતી શકાય છે. |

### પ્રાપ્ત કરી, ગ્રહી અને આચરવાની સ્થાયી ટેવો પાડવાના સદ્દગુણો—

| | |
|---|---|
| ૧ સ્વાર્થ ત્યાગ—સ્વાર્થ હીન કર્તવ્યપરાયણતા.<br>૨ અચળ નિખાલસપણું—સરળતા—પ્રમાણિકતા—સત્યતા<br>૩ નિઃસિમક્ષમા—દયા—અક્રોધ—ધૃતિ—શાંતિ—સહનશીળતા. | પાઠ ૩ જો.<br>મનોવૃત્તિયોને કેળવવાથી આ સદ્દગુણોની પ્રાપ્તિ થાય છે. |

ઉપરના બે કાયિક અને પાંચ વાચિક દુર્ગુણોને કાયિક અને વાચિક કહેવાનું કારણ એ છે કે તે ખાસ ત્યાંજ રહેલા હોય છે. એમનું એવું ચોકસ વર્ગીકરણ કરવાથી તે ક્યાં છે તે સ્પષ્ટ રીતે જોઇ શકાય તેમ છે. તેમને એ બે સ્થળે રહેલા જોવામાં આવે છે ખરા પરંતુ ખરી રીતે મુળ-પ્રથમ તો તે મનમાંજ ઉદ્‌ભૂત થાય છે અને તે શરીર (એટલે કર્મ-ક્રિયા) અને વાચા (વાણી) માં ઉતરી આવી કામ કરતી હૃદયની ખોટી વૃત્તિઓ-સ્થિતિયોજ' હોય છે.

જેનામાં આવા દુર્ગુણ હોય તેનું મન અજ્ઞાની અને વિપથગામી છે તથા તેને જીવનના ખરા અર્થ-હેતુની ખબર નથી એમ તે બતાવી આપે છે દુર્ગુણો મનનાં અજ્ઞાનનાં પ્રતિચિત્રો હોય છે. જેને જીવન સબંધી ખરૂં જ્ઞાન હોય તે કદીપણ એવા દુર્ગુણોને પોતાનામાં પ્રવેશવા દેતો નથી. તે દુર્ગુણોનો નાશ કરવા માંડવાથી સદાચારી, દૃઢ-સંગીન અને જ્ઞાની જીવનની શરૂઆત થાય છે.

તે દુર્ગુણોને જીતી તેમનો નાશ કેવી રીતે કરી શકાય? પ્રથમ તો અસત્‌ વાણી અને અસત્‌ કર્મોને જન્મ લેતા કે તે પહેલાં એકદમ ચાંપી દઇને અને નિગ્રહમાં તથા ગતિ વગરનાં રાખવાથી એ જીતીને નાશ કરી શકાય છે. આમ કરવાથી મન

સાવચેત બની તે ગયું હોય ત્યાંથી પાછું વાળવા માંડે છે અને તેને એમ કરવાની સ્થાયી ટેવ પડી જવાથી આખરે તેને પોતાનાં અજ્ઞાનમય અને અવળા વલણ–ભાવનું ભાન થાય છે અને એ ભાન થતાં તે તેમનો સમુળો પરિત્યાગ કરી દે છે

આપણને ગ્રીષ્મ ઋતુની સહવારમાં ગુલાબી–મીઠી નિદ્રા આવે છે અને નિદ્રા ન હોવા છતાં અમસ્તા પથારીમાં પડી રહેવામાં કંઇક ઓરજ મિષ્ટતા લાગે છે. તે વખતે જાગૃતિ હોવા છતાં આપણને તે પથારી છોડવાનું મન–મરજી–વૃત્તિ થતી નથી અને એમને એમ ઝોકાં ખાતા કે વિચાર પતંગો ઉરાડતા પડી રહીએ છીએ. આખરે ન છુટકે બહુ-જ મોડું થવાથી ઉઠીએ છીએ. આથી તંદુરસ્તીમાં નૂકસાન થવા ઉપરાંત આખો દહાડો આળસ ભર્યો રહે છે અને શારીરિક ચંચળતા–સ્ફુર્તિ રહેતી નથી તેથી તે દુર્ગુણ છે. શારીરિક અચંચળતાને પરિ-ણામે મગજ–મન પણ મંદ રહે છે. તેવી રીતે પડી રહેવું ભલે તે વખતે ક્ષણિકત· મિષ્ઠ લાગે પરંતુ પરિણામે તો તે આપણી તંદુરસ્તીરૂપી ખોરાક ઉપર જીવનારૂં હોય છે. જે ગુણથી નુકસાન–અભદ્ર થાય તે દુર્ગુણ. નુકસાન કે અભદ્ર પછી ભલે આપણું કે બીજાનું થાય. દુર્ગુણમાં આવી બહારની –મોહભરી ખોટી મિષ્ટતા રહેલી હોય છે પરંતુ

તેનામાં અંતરસ્થ તો વિષ રહેલું હોય છે. માટે તેવી આળસ ભરી ટેવ છોડવી જોઇએ. એ ટેવ છોડવાનો દૃઢ નિશ્ચય રાખી આંખ ઉઘડી જાય-નિદ્રા જાય કે તુરત એવી વ્યર્થ (અંતે હાનિકર્તા) મિષ્ઠતાની દરકાર ન રાખતાં કે તેથી ન લોભાતાં એકદમ પથારીનો ત્યાગ કરી ઉઠી નીકળવું. કેટલીકવાર આમ કરવાથી આંખ ઉઘડે કે તુરત પથારીમાંથી ઉઠી નીકળવાની ટેવ પડી જાય છે અને અંતે એ ખોટી મિષ્ટતા વિષ સમાન સમજાય છે અને તેનો પરિત્યાગ કરી દેવાય છે અને આવેલી એવી સમજણને અંગે તે ફરી ચાખવા લોભ થતો નથી આવી રીતે દરેક દુર્ગુણનો પરિત્યાગ કરી શકાય છે વ્હેલા સુઇ વ્હેલા ઉઠવાની ટેવ શ્રેયસ્કર છે. તે ટેવ તંદુરસ્તી-ચપળતા અને બુદ્ધિદાયક છે. બસ એકદમ દૃઢ નિશ્ચય કરી હિમ્મતવાન બની દુર્ગણને તેની ક્રિયા કરતાં સમુળો અટકાવીજ દેવો. પહેલાં લાંબા વખતની ટેવ હોવાથી તેમ કરતાં સહજ મુશ્કેલી નડશે પરંતુ તેટલું દમન-સહન કરવું જોઇએ. તેવી રીતે દુર્ગણને ચાંપવાનું કામ થોડો વખત આકરૂં-અગવડવાળું લાગશે પરંતુ તેનું હિમ્મત અને અચળ નિર્ણય પૂર્વક દમન કરવાથી તે દૂર થશે અને તેના બદલે સદ્દગુણ આવશે અને સદ્દગુણ આત્રી સ્થાયી બનતાં દુર્ગણને અવરોધવાનું કાર્ય-દમન કઠિન લાગશે નહિં. તેમ થતાં દુર્ગણનું અવરોધન કઠિન લાગવાને બદલે ઉલટું સુતર-સુકર અને સારૂં લાગશે

અને દુર્ગુણનું પુનરાગમન આકરૂં લાગશે. આમ થતાં દુર્ગુણને ફરી પેસવાનો લાગ મળશે નહીં. સદ્‌ગુણનાં સામ્રાજયમાં દુર્ગુણ ફાવી શકશે નહીં. દરેક ખરાબ શબ્દ અને કર્મને તે જન્મે તે પહેલાં એટલે વિચારની સ્થિતિએજ કે કદાચ જન્મે તો તુરતજ આગળ વધવા દીધા વગર ચાંપી દેવું અને તેમ ચગદવાનો અભ્યાસ જારી રાખવાથી મન તે બાબતમાં કેળવાઇ જાય છે અને તે અભ્યાસ અંતે સ્વાભાવિક–સ્થાયી થઇ જાય છે અને તે અભ્યાસ સ્થાયી થવા સાથે સારા શબ્દ (વાણી) અને સત્કર્મનો અભ્યાસ પણ સ્થાયી થઇ. જાય છે દુર્ગણનું જવું એજ સદ્‌ગુણનું આવવું છેઃ દુર્ગણને કાઢવો એજ સદ્‌ગુણને બોલાવવો એ છે.

ઉચ્ચ–સ્વર્ગીય જીવન અથવા મુક્તિની પ્રાપ્તિનો પહેલો પાઠ શારીરિક દુર્ગણોનો નાશ કરવાનો છે. તે પાઠનું પહેલું પગથીઉં મનને કેળવી આળસના દુર્ગુણનો નાશ કરવો એ છે. રાજર્ષિ ભર્તૃહરિ જેવો દુનિયાનો અનુભવી કહે છે કે–**आलस्यं हि मनुष्याणां शरीरस्थो महा रिपु.** ( આળસ માણસનો શરીરમાં રહેનારો મહાન શત્રુ છે )Idleness is the root of all evil ( બધા અનિષ્ટોનું મુળ આળસજ છે ) આળસજ બધા દુર્ગુણોનું મુળ છે. આ પગથીયું સૌથી પહેલું અને સહેલું છે. પ્રથમ તેને પૂર્ણતઃ સિદ્ધ કર્યા વગર–ચડી ગયા વગર આગળના પગથીએ

ચડી શકાતું નથી કારણકે દરેક બાબતનો મુખ્ય આધાર શરીર ( તે ક્રિયાવાન હોવાથી-ઓજારરૂપ હોવાથી ) ઉપરજ રહેલો છે. આળસને વળગી-વશ રહેવાથી તે સત્યના માર્ગે જતાં વચમાં ખાડી, ખાઈ કે દિવાલરૂપ થઇ પડે છે. શરીરને કુદરતી રીતે જોઈએ તે કરતાં વધુ આરામ અને નિદ્રા આપવી, દીર્ઘસુત્રીપણું-વિલંબ, ( મુલત્વી રાખવું તે ) જે બાબતમાં તાત્કાલિક ધ્યાન દેવું જોઇએ તેમાં દેર કરવી કે હરામહાડકાના અથવા કામચોર થવું કે દુર્લક્ષ કરવું તેનું નામ આળસ. શરીરને તે ફરી સંપુર્ણ રીતે તાજું-સ્વસ્થ થાય તેટલીજ નિદ્રા આપી પરોઢીએ વહેલા ઉઠી નીકળવાની તથા દરેક કાર્ય અથવા ફરજ તે ગમે તેવી ક્ષુદ્ર કે ન્હાની હોય તથાપિ તેને મુલત્વી નહી રાખતાં તે ઉપસ્થિત થાય કે તુરત બજાવી વાળવાની ટેવ પાડીને આવી આળસવૃત્તિના દુર્ગુણને જીતી દૂર કરવો જોઇએ. આળસનું-મુલત્વી રાખવાનું પરિણામ માઠું આવે છે. આવીરીતે જાગ્યા પછી પથારીમાં ન પડી રહેતાં સહસા ઉઠી નીકળી સ્નાન શૌચાદિથી શરીરને સ્વસ્થ બનાવવું અને પછી રોજીંદા કાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ. આથી કાર્યમાં ઘણીજ સ્ફુર્તિ, ચપળતા અને ઉદ્યોગ શક્તિ રહ્યાં કરે છે. પથારીમાં સુતાં સુતાં કોઇ પણ કારણસર કાંઇ ખાવું કે પીવું ન જોઇએ. માંદગીમાં પણ બનતાં સુધી એમ ન થાય તો સારૂં. માંદગીમાં પણ છેક-દુઃખ ન-

થાય તેમ હોયનો બેસીને ખાવું પીવું સારૂં છે. તે વખતે અમસ્તું ન બેસી શકાય તો પીઠે તકીઓ રાખવો; જ્યારે કોઇ પણ રીતે નહીંજ ચાલે તેવું હોય ત્યારેજ સુતાં સુતાં ખાવું પીવું. જાગ્યા પછી પથારીમા પડી રહી આરામ લેવો અને વિચાર સમુદ્રમાં વિહાર કરવો એ ટેવ ચરિત્રની-શરીરની ચપળતા, સ્ફુર્તિ, શકિત અને દૃઢતા તથા મનની વિશુદ્ધિ-પવિત્રતાને તથા બુદ્ધિનાં આગમનને અતિશય હાનિકર્ત્તા છે એવી ટેવરૂપી દાવાનળ આગળ ચપળતા, સ્ફુર્તિ, બુદ્ધિની તીવ્રતા, નિશ્ચયની દૃઢતા, મનની વિશુદ્ધિ અને આત્માની એકાગ્રતા આવી શકતી નથી. પથારીમા સુતાં સુતાં કરવામાં-ચલાવવામા આવતા વિચારો સંગીન. શુદ્ધ, સત્વવાળા, સત્ય કે સિદ્ધ હોઇ શકતા નથી. એમ કરવાથી મગજની શકિત ઉલટી કમકૌવત-ક્ષીણ બને છે. મહાન પુરૂષોનાં મગજો સુતાં સુતાં વિચારો ચલાવી કેળવાએલાં હોતાં નથી; મ્હોટાં કામ આળસને વશ થવાથી થઇ શકતાં નથી. પથારીમાં સુવું તે કેવળ નિદ્રા-શરીર તથા મગજની શાંતિ-સ્વસ્થતા માટે છે, નહીં કે વિચારોની ઘડભાંગ કરવા માટે. પથારી બહાર હોવું તે કેવળ પ્રવૃત્તિ માટે છે, નહીં કે નિદ્રા માટે. પથારી બહાર નિદ્રા અસ્થાને છે અને પથારીમા પ્રવૃત્તિ અસ્થાને છે

કાર્યટાણે કાર્ય કરવું, રમત રમવાને સમે;
એકનાં ટાંણે ન કરવું અન્ય રીત આ શ્રેષ્ટ છે.
એકનાં ટાંણે કરે જો અન્ય સિદ્ધિ ના મળે;
સહુ સહુના સમે કરતાં પામશો સુખ ચેનને.

બધું પોત પોતાના ટાણાંસર થવું જોઇએ. સહુ સહુના ટાંણે શોભે. પ્રવૃત્તિ સમયે નિદ્રા લાવવી તે અઠીક અને નિદ્રા સમયે પ્રવૃત્તિ રાખવી તે અઠીક રાત્રી નિદ્રા માટે છે માટે તે શાંત છે. દિવસ પ્રવૃતિ માટે હોવાથી ચરચરિત છે. ચોમાસુ વિત્યે વાવણી કરે તે શું પાક પામે ? ચોમાસામાં આગતર પાકના સમયે પાછતર પાક વાવે તો શું પાક પામે? એકના વખતે બીજું કરવુ તે સર્વથા સર્વદા હાનિકારકજ હોય છે. તેવી રીતે નિદ્રા અને પ્રવૃતિનું પણ છે. નિદ્રા આવતી હોય, આંખ ઘેરાતી હોય છતાં કામ કરવા માગે તે કેવુંક કામ કરે? કામ છતાં ઉંઘવા માંડે તે કેવોક ફાવે ? સહુ સહુના વખતેજ થાય તો સારૂં થાય. નિદ્રા ઉડે કે તુરત પથારીનો ત્યાગ કરવાથી સર્વ બાબતોમાં ચોકસાઇ આવે છે. તેમ કરવાથી આળસ શરીર છોડી નાસી જાય છે. દરેક નાની મોટી બાબતને તેનો સમય આવતાંજ કરવી અને વિલંબ નહીં કરવો તથા દિલદગડાઇ-અપોચ નહીં કરવી અને પથારીમાં નકામું નહીં પડી રહેવું તથા પથારી બહાર નિદ્રા નહીં કરવી કે અમસ્થું નહીં બેસી રહેવું-બગાસાં (બેઠાં બેઠાં) નહીં ખાવાં એ આળસનો

નાશ છે. પહેલા પાકનું પહેલુ પગથીઉ જે સૌથી અગત્યનું છે તે એમ ઓળંગી જઈ—ચડી જઇ શકાય છે.

પહેલા પાકનું ત્યાર પછીનું પગથીયું મરજી મુજબ ભોગ અથવા અકરાંતીઆંપણાંને દૂર કરવું એ છે. પશુની માફક માત્ર ખાખાજ કરવું અને ધરાવું નહી તેમજ ખાવાનું ખરૂં કારણ કે હેતુ સમજ્યા વગર શરીરને જોઇએ તે કરતાં વધારે ખાવું અને મીઠા મીઠા તથા ઉમદા ભોજનનો શોખ રાખવો એ અકરાંતીઆપણુ છે. આવી અશિષ્ટ—ખોટી વાસના —ઇચ્છા માત્ર ખોરાકના વજન—પ્રમાણમા તથા પ્રકારમ તથા ખાવાના ટંકની સંખ્યામાં ઘટાડો કરવાથી તથા સાદો, તાજો, રંધાયા પછી બહુ વાર ન થઇ હોય તેવો અને માફકસર—હલકો ખોરાક લેવાથી દૂર કરી શકાય છે. ખાવાનો—એટલાં સાદાં—હલકાં અને માફકસર ભોજનનો વખત—ટંક નક્કી કરવો જોઇએ અને ટક પહેલાં કે પછી કે તે ટંક કરતાં વધુ ટ કોઇપણ કારણસર પણ ખોરાક નહીં લેવો જોઇએ. ખાવાનાં વજન કે ટંકની અનિયમિતતા રાખવાથી જીવનને ઘણો ધકકો પહોંચે છે અને તંદુરસ્તી પણ સારી રહેતી નથી તેમજ તેથી આળસ અને અશકિતનો શરીરમાં વાસ થવા પામે છે રાત્રે મોડું ખાવાથી મગજની મંદતા, ભારે ઘોર નિદ્રા અને આળસ થાય છે તેમજ અપાચન થાય છે.

ખોરાક એક દહાડામાં વધુમાં વધુ બે વાર લેવો જોઇએ. તેથી વધુવાર તેટલી હાનિ. ભોજન લીધા બાદ શરીરને થોડીક મહેનત-કસરત આપવી જોઇએ. શરીરને મહેનત આપવાથી જઠરાગ્નિ તેજ થાય છે અને ખોરાક હોજરીમાં પડવાની સાથેજ પાચન થવા લાગે છે.* ભોજન પછી વ્યાજબી રીતે કસરત કરનારને અપચા સાથે ઓળખાણ થતી નથી. ખાઇને તુરતજ પથારી વશ થવાની ટેવ ઘણીજ અનિષ્ટકારી છે. તેથી જઠરાગ્નિ મંદ થાય છે અને ખોરાકનું પાચન થતું નથી જેટલું ખોરાકનું પાચન તેટલી શરીરમાં તાકાત-શકિત અને સ્ફુર્તિ આવે છે; અપાચન એટલી અશકિત અને આળસ આવે છે. હલકો-સાદો ખોરાક જલદી પાચન થઈ શરીરને હલકું ફુલ જેવું બનાવે છે જ્યારે ભારે-ઉમદા ખોરાક પાચન નહીં થવાથી શરીરને ભારે શિલા જેવું-અશક્ત બનાવે છે. નિયમસર ખોરાક લેવાથી ક્ષુધાપણ નિયમસર થઇ જાય છે. ભોજનની કામનાનો-વાસનાનો જેમ જેમ નિગ્રહ થતો જાય છે તેમ તેમ સદા હલકા ખોરાકની પસંદગી આવતી થાય છે. એ પસંદગી આવતાં ખોરાક જેમ જેમ સાદો, તાજો

---

* જમ્યા બાદ **તરતજ** કસરત કરવી નહી, પણ મન પ્રસન્ન રહે તેમ જરા આરામ લેવો, કસરત માટે સવારનો વખત સૌથી ઉમત્ત છે. ( પ્રસિદ્ધ કર્તાઓ )

યોગ્ય પ્રમાણમાં નિયમસર લેવાતો જવાય છે તેમ તેમ મન શુદ્ધ અને શરિર સ્ફુર્તિવાળું બનતું જાય છે અને બદહજમીની ફરિયાદ કરવાપણું રહેતું નથી. મરજી મુજબ ભોગ–અકરાંતીઆપણાનું આ ઇંદ્રિય વિષયક પાપ દૂર કરવાથી ઉદ્યોગ શક્તિ, શારીરિક ચપળતા, બુદ્ધિ અને આરોગ્ય વધે છે અને તેથી જીવન સુનિયમિત બને છે.

હંમેશાં એટલું તો સારી પેઠે યાદ રાખવું કે હૃદય–મનની સ્થિતિનું રૂપાંતર એક અતિ આવશ્યક બાબત છે. કહે છે કે–“આહાર તેવો ઓટકાર.” હૃદય–મન–બુદ્ધિનો ખરો આધાર આહારના પ્રકાર અને પ્રમાણ ઉપર રહેલો છે. આહાર તેવો ઓટકાર એટલે વિચાર, વિચાર તેવો ઉચ્ચાર (વાણી), ઉચ્ચાર તેવો આચાર અને આચાર તેવો અંત. આથી આહારને નિયમિત બનાવવાની ખરેખરી આવશ્યકતા રહેતી છે. માત્ર શારીરિક આનંદ કે શોખ–સ્વાદની ખાતર ખાવુ એ અકરાંતીઆપણું છે. એવી સ્વાદની વાસના–વૃત્તિને દૂર કરી હૃદય તેમનાથી ચોખ્ખું કરવું જોઇએ. આવી રીતે દરેક પ્રકારની ઇચ્છા–ઇંદ્રિયના વિષયને દૂર કરવો જોઇએ. ખોટી ઇચ્છાને વળગી ન રહેવું જોઇએ. હૃદયને ખોટી ઇચ્છાઓથી શુદ્ધ–મુક્ત બનાવવું જોઈએ. હૃદયરૂપી ભૂમિમાંથી ખોટી ઇચ્છાઓ–કામનાઓ રૂપી ઝાડી–ખાડા ટેકરા વિગેરે કાઢી નાખી તેને ચોખ્ખી–સાફ અને

સપાટ બનાવવી જોઇએ અને ત્યાર પછીજ જીવનરૂપી ઇમારતનો પાયો ખોદી ઇમારત ચણવી જોઈએ–ત્યાર પછીજ જીવનરૂપી બગિચો તેમા વાવવો જોઇએ.

શરીરને સારી રીતે દૃઢ નિગ્રહ, સભાળ અને ચલણમાં રાખવામાં આવે, કરવાનું કામ ત્વરા સાથે—વિલંબ કે આળસ રાખ્યા વગર અને જોશભેર કરવામાં આવે, વ્હેલા સુઇ વ્હેલા ઉઠવાને આનંદ માની તે પ્રમાણે હમેંશા અભ્યાસ રાખવામા આવે, ખોરાક સાદો અને નિયમિત કરવામાં આવે, ખાતા પીતા ઉતાવળ ન રાખતાં ધીમેથી નિરાંતે ખાવા કે પીવામા આવે અને સ્વાદની પરવા–લોભ વૃત્તિ રાખ્યા વગર તેની સાદાઇમાજ (બધાં) સ્વાદ માનવામાં આવે અને એવી રીતે અકરાંતીઆપણાંને છોડી દેવામાં આવે તથા તમામ પ્રકારની અવળી ઇચ્છા ઇંદ્રિયોના વિષયોને તજી દેવામાં આવે–આવી બધી બાબતોની સ્થાયી ટેવો પાડવામા આવે તોજ ઉચ્ચ-સ્વર્ગીય જીવનનાં આ બે પહેલાં પગથીઆ ચડાયાં ગણાય, તોજ મુકિતનાં બે પ્રારંભિક સાધનો મેળવ્યાં ગણાય; તોજ સત્યનો પહેલો પાઠ સિદ્ધિપૂર્વક શીખાયો ગણાય આ પહેલો પાઠ આવીરીતે શીખી જવાથી હ્રદયમાં ઉચ્ચ, પવિત્ર, સુનિયમિત અને સદાચારી જીવનનો પાયો સ્થાપિત થાય છે.

બીજો પાઠ વાચિક દુર્ગુણોનો નાશ કરવાનો છે અને તેમાં પાંચ પગથીઆં છે. આ પાઠ વાણીને સારી બનાવવાથી શીખાય છે.

તેનું પહેલું પગથીઉં કોઇની બદગો-બદનક્ષી કે કોઇને નુકશાન થાય તેવી વાણી ન બોલવાનું છે. તેવી વાણીનો ત્યાગ કરી સર્વની સારી વાત અને ફાયદો થાય તેવી વાણી બોલવાથી આ પગથીઉં સાધી શકાય છે બીજાના સંબંધમાં ખરાબ-ખોટી વાતો કરવી, બીજાની ભૂલો પ્રકાશમાં લાવવી અને તેમની વધારીને મીઠું મરચુ ભેળવીને વાત કરવી, રજનુ ગજ કરવું, બીજા ઉપર નાહક નાલાયક-ખોટા ખોટાં દોષારોપણ કરવાં—આ બધી બાબતો એટલે બદનક્ષી દરેક બદનક્ષી ભર્યાં કાર્યમા તે કરનારનું અવિચારીપણું, નિર્દયતા, મલિનતા, અસત્યતા, કપટ અને દ્વેષ-ઇર્ષા. રહેલા હોય છે. સદાચારી જીવનનો અભિલાષી બદનક્ષી ભર્યા ક્રુર શબ્દોને પોતાના ઓષ્ટમાંથી સરવા દેતો નથી અને તેવા શબ્દોને ઉત્પન્ન કરનાર દુષ્ટ વિચારને પણ પોતાનાં હૃદયમાં ઉગવા દેતો નથી. બદનક્ષીના દુષ્ટ વિચાર તથા ક્રુર શબ્દોને તે જન્મતાંજ કે જન્મ્યા પહેલાં ચાંપી દે છે. સદાચારી માણસ જે માણસને તેના મોઢા ઉપર કે રૂબરૂમાં કાંઇ કહી શકતો નથી તેવું તેની પુઠ પછવાડે-ગેરહાજરીમાં કદિ કહેતોજ નથી. તે રૂબરૂમાં કહે તેવુંજ ગેરહાજરીમાં કહે છે. રૂબરૂમાં કહે તે અસત્ય તો હોઇ શકેજ નહીં એટલે ગેરહાજરીમાં પણ સત્ય કહેવાને તો હરકત નથી. એટલે સદાચારી સર્વદા સત્યજ કહે છે કે જેથી તેને હાજરી ગેરહાજરીનો દરકાર રાખવાપણું

રહે નહીં. આવીરીતે બીજાનાં ચરિત્ર તથા આબરૂ વિશે પવિત્ર વિચાર લાવી સદ્ગુણી માણસ પોતાના હૃદયમાં થતી બદનક્ષીનો, ખોટી–અવળી વૃત્તિનો નાશ કરે છે.

ત્યારપછીનું પગથીઉં ગપ્પો ચલાવવાની અને નકામી–અસંગત વાતો કરવાની ટેવને જીતી નાશ કરવાનું છે. બીજાનાં ખાનગી કાર્યો સંબંધી વાત કરવી, માત્ર વખત ગાળવાની ખાતર નકામી (ઉપયોગી–ફાયદો ન કરે તેવી ) વાતો કરવી, હેતુ વગરની કે અપ્રાસંગિક વાતમાં ઝુકી પડવું એ અસંગત વાત કહેવાય છે. વાણીની એવી અનિયમિત વૃત્તિ વિપથગામી–અનિયમિત મનનું પરિણામ છે. સદાચારી માણસ પોતાની જીભ ( વાણી–વાચા ) ઉપર લગામ–નિગ્રહ રાખે છે અને તેમ કરી પોતાનાં મનને સુનિયમિત બનાવતાં શીખે છે. તે પોતાની વાચાને વ્યર્થ કે મુખાઇ ભરી રીતે ચાલવા દેતો નથી પરંતુ પોતાની વાણીને સંગીન, અસરકારક અને પવિત્ર બનાવે છે. તે જે બોલે છે તે હેતુસરજ બોલે છે, અન્યથા ચુપ રહે છે.

એ પગથીયું ચડયા પછી અપમાન–ક્રોધ ભરી અને માયા–દયા શૂન્ય વાણીને જીતી નાશ કરવાનું પગથીયું ચડવાનું છે. જે માણસ બીજા પ્રત્યે અપમાન કરે છે, ક્રોધ કરે છે અને આળ ઓઢાડે છે તે માણસ સદાચારના પ્રદેશથી ઘણો દૂર હોય છે.

બીજાના તરફ કઠોર રીતે બોલવું એ મૂર્ખાઈના મહાસાગરમાં ઉંડે ડુબવા સરખું છે. જ્યારે બીજા પ્રત્યે આવી રીતે વર્તવાનું બને ત્યારે પોતાની જીભને અટકાવવી અને પોતાના ઉપરજ દૃષ્ટિ કરવી (પોતાના વિશેજ વિચાર કરવો) કે બીજો કોઇ આપણા પોતાના પ્રત્યે એમ વર્તે તો કેવું લાગે; જેવું આપણને લાગે તેવું તેને પણ લાગે. સદાચારી-ડાહ્યા પુરૂષ કઠોર, અપમાન ભરી-ક્રોધભરી, અને નિર્દય વાણીથી અને કજીઆ, કરવાથી સેંકડો યોજન દુર રહે છે અને માત્ર ઉપયોગી અગત્યની, પવિત્ર અને સત્ય વાણીજ બોલે છે.

તે પગથીએથી આગળ ચડી નાશ કરવાનો દુર્ગુણ નાદાની-છિછલ્લાઇ અને અપૂજ્યભાવ ભરી વાણીને દુર કરવાનો છે. ક્ષુલ્લક અને નિર્માલ્ય વાણી અસભ્ય ઉપહાસ, માત્ર ખાલી હસાહસ કરવા સિવાય બીજો કાંઇ હેતુ ન હોય એવી બિભત્સ અને ખરાબ વાતો, દોષયુક્ત-બદનિષ્ટા ભર્યો કે સ્વાર્થી પરિચય (બોલવાનો) અને બીજાના વિશે કે બીજાની સામે તેમાં ખાસકરી પોતાના વડિલો, ગુરૂજનો, મુરબ્બીઓ, હિતચિંતકો અને ઉપરીઓ વિશે કે તેમની સામે તિરસ્કાર ભરી કે અસંગત--વિનયહીન વાણી--આ બધા વાણીના દુર્ગુણોને સદાચાર અને સત્યનો સ્નેહી-ભક્ત પોતાની પાસે કદિ પણ આવવા દેતો નથી અને આવે છે તો તેમનો તુરત બહિષ્કાર કરી દે છે.

અપૂજ્યભાવ ભરી વાતો કરવાથી માત્ર ક્ષણિક હસાહુસના ખોટા આનંદની ખાતર તે વખતે હાજર ન હોય તેવા મિત્રો અને સાથીઓ પ્રત્યે નાદાની-છિછલ્લાઈ વાપરવામાં આવે છે એટલે કે તેમના સંબંધમાં અપમાન ભર્યું બોલવામાં આવે છે અને તે ખોટા આનંદરૂપી વેદિમાં તે મિત્રો અને સાથીઓનું તથા સદાચાર-જીવન પવિત્રતાનું નાહક બળિદાન હોમવામાં આવે છે. બીજાને કે યોગ્ય હોય તેને માન ન આપવું તે સદાચારનો ભંગ છે. વાણી અને વર્તનમાંથી જ્યારે સભ્યતા, ગંભિરતા, ગૌરવ અને માનને પડતાં મૂકવામાં આવે છે ત્યારે સત્ય ખોવાઇ-લુપ્ત થઈ જાય છે અને તેને આવવાનું દ્વાર પણ અલોપ અને વિસ્મૃત બને છે. બાલ્યાવસ્થા નિર્દોષ છે છતાં તેમાંય પણ અપૂજ્ય ભાવ રાખવો એ ઘણું હલકું છે તો પછી જો તે બાલ્યાવસ્થાની આગળ આગળ ચાલી છેક મોટાં પણ આવે ત્યાં સુધી ચાલુ રહે તો તો તેની હલકાઈનું કહેવું જ શું! ત્યાંસુધી પણ જો એ રહે તો તે ઘણું તિરસ્કાર્ય-નિંદ્ય અને પાપયુક્ત છે. ઉપરિઓ પોતાનાં તાબાનાં માણસો પ્રત્યે, ગુરૂઓ શિષ્યો પ્રત્યે, આચાર્યો અનુયાયીઓ પ્રત્યે, વડિલો નાનાં પ્રત્યે, મોટા પુરૂષો સાધારણ માણસો પ્રત્યે, શ્રીમંતો ગરીબ પ્રત્યે, રાજાઓ રાંક પ્રત્યે કે અરસપરસ અપૂજ્યભાવ કે અપમાન ભર્યો-ગર્વ ભર્યો દેખાવ કે વર્તન રાખે કે બોલે તો તે પણ ઘણુંજ

અધમ અને તેમની પદવીમાં હિણપત પહોંચાડનારૂં છે. પદવી નમ્રતાથી વધે છે, ગર્વથી વધતી નથી. ભર્તૃહરિ કહે છે કે-भवन्ति नम्रास्तरवः फलोद्गमैर्नवाम्बुभिर्भूरि विलम्बिनो घना. (ફળ આવવાથી વૃક્ષો નમે છે નવાં જળથી મેઘ નમે છે) તથા ऐश्वर्यस्य विभूषणं सुजनता (મોટાઇનું ભુષણ સુજનતા છે). મોટાઇ નમ્રતા-સગાતા-માયા રાખવાથી છે નહીં કે વિષ્ટ બનવાથી કોઇ માણસ આપણા કરતાં નાનુ કે હલકું (જોકે મહાન વિશ્વ રચનાની દૃષ્ટિમાતો સહુ સરખાંજ છે, દુનિયાની દૃષ્ટિમાં એમ છે) હોય તો તેથી કરી તે કાંઇ આપણા અપૂજ્યભાવ કે અપમાન કે ક્રોધને લાયકતો હોતુજ નથી. તેના પ્રત્યે આપણે આવું વર્તન રાખીએ તે આપણા પોતાનાજ પ્રત્યે અપૂજ્ય-ભાવ કે અપમાન કરવા સરખું છે. આપણે કોઇનું અપમાન કરીએ તો ખરી રીતે અપમાન તેનું થતુ નથી પરંતુ આપણા હાથે આપણુંજ થાય છે. વળી આપણે જેના પ્રત્યે એવી રીતે વર્તીએ તેના તરફથી આપણા પ્રત્યે પૂજ્યભાવ કે માનની આશા રાખવી તે વ્યર્થ અને ખોટું. મોટા પુરૂષો જો આવું વર્તન રાખે તો તે સાધારણ મનુષ્યો કરતાં વધારે પાપી બને છે. પોતે જ્ઞાની-સમજુ છતાં એમ વર્તવું એ મહાપાપ છે. સાધારણ મનુષ્યોનો બચાવતો તેમનું અજ્ઞાન છે પણ મોટાઓને બચાવ છેજ નહીં. ગીતામાં કહ્યું છે કેઃ—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

(મોટા માણુસ જે કામ કરે છે તે કામ બીજા માણુસો પણ કરે છે; તેઓ જે ધોરણુ ઉભું કરે છે તે માર્ગે લોક અનુવર્તે છે).

આ નિયમાનુસાર મોટા લોકો જો એમ કરે તો તેઓ પોતે પાપી બનવા ઉપરાંત તેમને જોઇ નકલ કરનારા બીજાને પણ પાપી બનાવે છે. તેઓ તેમ વર્તે તો આંધળાએ આંધળાને દોરવા જેવું અને ઘેલીએ ડાહીને શીખામણુ દેવા જેવું ગણાય. તેથી પોતે તેમજ પોતાનું જોઇ અનુવર્તનારા લોકો બેઉ અવળા માર્ગે ચડી જાય છે.

સદાચારી માણુસ સદા પૂજ્યભાવ–માન ભરી અને ગંભીર વાણી ઉચ્ચારે છે. તે જીવતાં, મૃત, હાજર અને ગેરહાજર બધાયને વિષે એક સરખી રીતે સ્નેહ અને પવિત્રતાપૂર્વક વિચાર લાવે છે તથા બોલે છે. તેનું વર્તન બધા પ્રત્યે સ્નેહ અને પવિત્રતા ભર્યું જ હોય છે. તે વિચાર શૂન્યતાનો બહિષ્કાર કરે છે તથા માત્ર ક્ષણિક આનંદને તૃપ્ત કરવાની ખાતર પોતાની પવિત્રતા અને ગૌરવને નાદાની અને છિછલ્લાઇના આગ્ન કુંડમાં હોમી દેતો નથી. તેનો વિનોદ–આનંદ પવિત્ર અને નિર્દોષ હોય છે. તેનું

બોલવું શાંત, આશ્વાસન ભર્યું અને મધુર હોય છે અને તેનો આત્મા ( હૃદય ) સ્નેહ દયા અને મધુરતાથી ભરપુર હોય છે. તેનું વર્તન સર્વદા સર્વથા પવિત્ર અને સત્ય હોય છે.

હવે બીજા પાઠનું છેલ્લુ પગથીયું રહ્યું તે પગથીયું છિદ્રાન્વેષણ–હુજતભરી વાણીનો નાશ કારવાથી ચડી શકાય છે. નાની અથવા ઉપર ઉપરની, પ્રત્યક્ષ નજીવી ભુલોને મોટી કરી બતાવવી કે તેમની પુનરૂકિત કર્યા કરવી તે, મૂર્ખાઇ ભરી વક્રોકિત કરવી અને વાળ ચીરવા કે પાણી વલોવવા જેવું કરવું તે તથા કારણ વગરની–બીન પાયાદાર ધારણા–અનુમાન–માન્યતા અને અભિપ્રાય વાળી વ્યર્થ દલીલો કર્યા કરવી તે મોટો વાચિક દુર્ગણ છે. જીવન અલ્પ અને સત્ય છે. પાપ, દુઃખ અને દિલગીરીનું નિવારણ, ખોટી નિંદા–છિદ્રાન્વેષણ કે ઇર્ષા, દ્વેષ, વૈર, કલહ કે હોંસાતોંસી–તકરાર કરવાથી થઇ જતું નથી. જે માણસ તેમને ખોટા પાડવા–તેમનું ખંડન કરવા કે તે વિશે વિવાદ ચલાવવા સારૂ બીજાના શબ્દોને પકડવા તત્પર રહેતો હોય તે પવિત્રતાના ઉચ્ચ માર્ગ, આત્મ નિગ્રહનાં સત્ય જીવનથી હજુ ઘણો વેગળો હોય છે. જે માણસ પોતાના શબ્દોને નમ્ર, મૃદુ, મધુર અને પવિત્ર બનાવવા સારૂ તેમના ઉપર ધ્યાન રાખે છે તેનેજ ઉચ્ચ માર્ગ અને સત્ય–પવિત્ર જીવનનો સમાગમ થાય છે. એમ કરવાથીજ ક્રિયાશકિતનું રક્ષણ થાય

છે, મનની સ્વસ્થતા ટકી રહે છે અને હૃદયમાં સત્યનું સ્થાપન રહે છે.

જીભને સારી રીતે નિગ્રહમાં અને ડહાપણ પૂર્વક વશ-શાંત રાખવાથી, સ્વાર્થી અને નાલાયક વિચારોને જન્મ લઈ જીભ આગળ દોડી આવી વાણીનું રૂપ ન લેવા દેવાથી, વાણીને અહિંસક- નૂકસાન વગરની. શુદ્ધ, પવિત્ર, નમ્ર, મૃદુ, દયા ભરી અને હેતુસર બનાવવાથી અને કોઈપણ શબ્દને નિખાલસપણા અને સત્ય વગર ન બોલવાથીજ સારી વાણીનાં પાંચ પગથીઆં ચડી જઈ શકાય છે ત્યારેજ સત્યનો બીજો મહાપાઠ શીખી અને સાધી શકાય છે.

કોઈ પ્રશ્ન કરે કે-" પરંતુ શરીરને આવી રીતે કેળવવાનું અને વાણી ઉપર આવા નિગ્રહ રાખવાનું શું પ્રયોજન? શું આવી સખ્ત મહેનત, અવિરત આયાસ અને સંભાળ વગર પણ ઉચ્ચ જીવન-સ્વર્ગ જાણી (સમજી) અને પામી શકાય નહીં?" તેના ઉત્તરમાં કહેવાનું એટલુંજ કે-ના કદિ નહિં-બિલકૂલ નહિં. કર્મની માફક જ્ઞાન પણ શ્રમ વગર પ્રાપ્ત કરી શકાતું નથી. ઐહિક (શારીરિક) ની માફક આધ્યાત્મિક પણ શ્રમવગર સાધી શકતું નથી. નીચલે પગથીએ પ્રથમ ચડયા વગર ઉપલે જઈ શકાતું નથી. થોડું કે નાનું જાણી પામ્યાવગર ઘણું કે મોટું જાણી પામી શકાતું નથી. નીચે ઓસરીમાં ગયા વગર-દાદર ચડયા

વગર ઉંચે મેડીપર જઇ શકાતું નથી જે માણસને ઓજાર વાપરતાં કે ખીલા ઠોકતાં ન આવડતું હોય તેનાથી શું મેજ બનાવી શકાશે? તેવી રીતે પ્રથમ પોતાનાં શરીર પ્રત્યેની, કાયિક અને વાચિક દુર્ગુણો પ્રત્યેની પોતાની ગુલામગીરી–તાબેદારી–વશવર્તીપણું અને પરવશતા અને ઇંદ્રિયવિષયાનુવર્તન દૂર કર્યા વગર માણસથી શું મનમાં સત્યના સંસ્કાર પાડી શકાય ખરા? મુળાક્ષર અને સાદા નાના શબ્દો પ્રથમ સમજી આવડયા પહેલાજ ભાષાના ગૂઢાર્થ કે અટપટા ભેદ સમજાય ખરા? આવી રીતે સદાચારના મુળાક્ષર સમજીને બરાબર આવડયા પહેલાં મનની ચંચળતા–ગૂઢતા–શકિત સમજી શકાય નહીં. અલબત એ સમ જવામાં શ્રમ–મહેનત કરવી પડે છે કારણકે કોઇ પણ કાર્ય (સારૂં કે નરસું) શ્રમ વગરતો બની શકતુંજ નથી. કોઈ પણ હુન્નર શીખવો હોય ત્યારે શું તેનાં કારખાનામાં કેટલાક વખત સુધી કામ શીખાઉ (શાગરીદ) તરીકે રહી હોંસ, આનંદ અને ધૈર્ય પુર.સર કામ નથી કરવું પડતું? મેટ્રીક, ગ્રેજ્યુએટ કે પ્રોફેસર થતાં કેટલો વખત અને શ્રમ થાય છે? કાશીએ જઇ શાસ્ત્રી–પરિવ્રાજકાચાર્ય કે એવું બીજું થતાં શું શું કરવું પડે છે? એ બધાયને પોતાની વિદ્યા પુરેપુરી શીખાય અને પોતેજ શિક્ષક–ગુરૂ બની રહે ત્યાં સુધી પોતાના ગુરૂનાં શિક્ષણનો સંભાળ–ઉદ્યોગ અને શ્રદ્ધા સાથે અક્ષરશઃ અભ્યાસ નથી કરવો પડતો? શ્રમ વગર કીધું કામ

બને છે? પોતાની પ્રવૃત્તિની પરિપૂર્ણતા પ્રાપ્ત કરવા સારૂ પોતાની સઘળીય જીવન શક્તિને ખુશીથી કામે લગાડયા વગર કીયો માણસ પોતાની પ્રવૃત્તિમાં શ્રેષ્ટતા મેળવી શકે છે? કોઇ પણ પ્રવૃત્તિ–ધંધો–વિદ્યા–હુન્નર કળા–વ્યાપાર–રોજગાર કરનારો–શીખનારો જો તે પ્રવૃત્તિ પ્રત્યે પૂર્ણ શ્રદ્ધાવાન–વફાદાર હોય તો તો તેની પરિપૂર્ણતા મેળવવા માટે પોતાના આખાંય જીવનને–જીવન શક્તિને કામે લગાડવામાં નાખુશ હોતો નથી કે પછાત રહેતો નથી. બહોળા અને દીર્ઘ અનુભવ વગર પરિપૂર્ણતા આવે નહીં અને બહોળો અને દીર્ઘ અનુભવ ઘણો વખત શ્રમિત અને ધૈર્ય યુક્ત અભ્યાસ રાખ્યા વગર થાય નહીં તો પછી પરિપૂર્ણતા મેળવવાની ખાએશ હોય તો તેની ખાતર શ્રમ–મહેનતનો વિચાર કોઇ રાખે ખરો? મહેનતનો વિચાર કરે તેનાથી કોઇ કાર્ય થાય ખરૂં? સત્ય શોધક મહેનતનો વિચાર કરવા બેસે તો તેનાથી એ શોધ થઈ શકે ખરી? ખાવામાં પણ મહેનત પડે છે તેમ દરેક કાર્ય તેને કરવાની મહેનત વગર સદા અકૃત–અસંભવિત રહે છે. જે માણસ મહેનત કર્યા વગર સત્યની પ્રાપ્તિ ઇચ્છે કે આયાસ વગર મુક્તિ–સ્વર્ગ ચાહે તો તે જગત્‌ની અટપટી ખટપટ–ગુંચવણ–માયા અને દુઃખોથી કદિ મુક્ત થઇ શકવાનો નહીં; તેનું મન કદિ શાંત, સ્વસ્થ અને સંગીન બનવાનું નહીં; કે તેનું જીવન કદિ સુનિયમિત–સદાચારી થવાનું નહીં. તેવી

ઇચ્છા રાખનારો માણસ તો સદા આરામ અને આનંદ સુખ (શારીરિક) નો ભક્ત હોય છે, તે કાંઇ સત્યનો ભક્ત હોતો નથી. સત્યનો અનન્ય ભક્ત–પૂર્ણ ભાવિક તેને પામવા માટે મહેનતનો વિચાર લાવતો કે રાખતો નથી પરંતુ તેવી મહેનતમાંજ ઉલટો આનંદ અને ધીરજ પૂર્વક ઝુકી પડે છે અને તેનો સ્થાયી અભ્યાસ રાખી આખરે સત્યનાં જ્ઞાનની પ્રાપ્તિરૂપી ઉમદા ફળ પામે છે

ઉપરોક્ત બધા દુર્ગુણો (જેમને દુર કરવા શીખવું, એ સદાચાર શીખવા સમાન છે) માત્ર હૃદયના અવળાં· ખોટાં વલણ–સ્થિતિનાંજ પ્રતિબિંબો–પ્રતિફળોજ હોય છે એમ પૂર્ણ જ્ઞાન થતાં શરીર અને વાચાની આ પ્રારંભિક કેલવણી આવશ્યક છે એમ સ્પષ્ટ સમજવામાં આવે છે. મન આળસગ્રસ્ત હોય તોજ શરીર સુસ્થ બને છે; મન અનિયમિત હોય તોજ એ અનિયમિતતા વાણીદ્વારા પ્રકાશમાં આવે છે. બાહ્ય સ્થિતિ સુધારવા માટે આંતર સ્થિતિજ સુધારવી જોઇએ. આ દુર્ગુણો દૂર કરવા એ કાંઈ બહુ મોટી વાત નથી. એમને દૂર કરવા માંડવા એ સદાચારની શરૂઆત છે. આ દુર્ગુણો ઉપરાંત બીજા ઘણા છે પરંતુ બધા દુર્ગુણોમાં આ સૌથી પહેલા દૂર કરવાના છે અને તેમને દૂર કરવા બહુ કઠિન પણ નથી. માત્ર અચળવૃત્તિ–દૃઢ નિશ્ચય જોઇએ. દુર્ગુણ અટકાવવો

એ સદ્દગુણનો અભ્યાસ છે દુર્ગુણનો અટકાવ સદ્દ-ગુણના અભ્યાસ સાથે આવો નિકટ સંબંધ ધરાવે છે. એક (દુર્ગુણ) ગયો કે બીજો (સદ્દગુણ) પાછળ આવીને ઉભોજ છે. આળસ અને ઈંદ્રિય-વિષયાનુસક્તિરૂપી શારીરિક દુર્ગુણો દૂર કરવામાં—દૂર કરતી વખતે તેમની સાથોસાથ તેની મેળે મિતાહારીપણુ, ખરાબ વસ્તુઓનો ત્યાગ, સ્વસ્થતા, સહનશીળતા (દમન), શાંતિ (શમ), સંયમ, સુનિયમિતતા, સમય સેવન (વખતસરપણું), આત્મનિગ્રહ અને સ્વાર્થત્યાગ આદિના સદ્દગુણોની ખેતી અને ખીલવણી થતી જાય છે. તેમ કરતાં મહાન કાર્યો કરવાની શક્તિ, ઉદ્યોગ, ધૈર્ય, નિશ્ચય આદિ પણ પ્રાપ્ત થતાં જાય છે. આવી રીતે ઉપર કહેલા વાચિક દુર્ગુણો દૂર કરતી વખતે તેમનાં જવા સાથે સત્યવાદીપણું, નિખા-લસપણું, પૂજ્યભાવ—સ્નેહ—મમતા, દયા, અહિંસકપણું, અક્રોધ, ક્ષમા, આર્જવતા—નમ્રતા—સરળતા, મૃદુતા, મધુરતા, આશ્વાસકતા, આત્મનિગ્રહઆદિ સદ્દગુણો આવી ખીલતા જાય છે અને તેમ થતાં મન—હૃદયની દૃઢતા અને હેતુસરપણું પ્રાપ્ત થતું જાય છે. તે પ્રાપ્તિ વગર મનની ગૂઢતા—ચંચળતા નિયમિત થઇ શકતી નથી; તેમજ સદાચાર—જ્ઞાન અને સ્વર્ગનાં ઉંચાં પગ-થીઆં ચડી જઇ શકાતાં નથી. વળી જેમ જેમ સદાચરણ શીખાતું જવાય છે—તે દૃઢ થતું જાય છે

તેમ તેમ જ્ઞાન ઉંડું–વિશાળ થતું જાય છે અને વિવેક–પરિજ્ઞાન વૃદ્ધિંગત થતું જાય છે. બાળક જેમ પોતાનો પાઠ બરાબર આવડયાથી પ્રસન્ન–ખુશી ખુશી થઇ જાય છે તેમ સદાચારી માણસનું હૃદય પોતાના સદ્‌ગુણમાં દૃઢતા પામવાથી સ્વર્ગીય સુખ–આનંદથી ઉભરાઇ જાય છે. માત્ર આરામ અને મિથ્યા આનંદના ભકતને આવું સ્વર્ગીય સુખ કદિ જાણવામાં–સમજવામાં આવતું નથી તો પ્રાપ્તિ તો સંભવેજ કયાંથી!

આવી રીતે દુર્ગુણો–બંધન–નર્કના વિનાશના બે, પાઠ પુરા કરી આપણે હવે સદ્‌ગુણો–મુકિત–સ્વર્ગ–ઉચ્ચ જીવનની પ્રાપ્તિના ત્રિજા પાઠ પાસે આવીએ. ઉચ્ચ જીવન–મુકિતનો બધો આધાર ઉપરનાં કોષ્ટકમાં બતાવેલા પ્રારંભિક સદ્‌ગુણોને પોતાનાં જીવન સાથે ગુંથી કરી તેમનો હરરોજ અભ્યાસ–પરિપાઠ ચાલુ રાખવા ઉપર રહેલો છે. પહેલા બે પાઠોમાં બતાવેલા દૂર્ગુણોને જીતી નાશ કર્યા પછી સદાચાર અને સત્યનો સેવક તેથી વધુ કઠિન અને વધુ મોટાં કાર્યો હાથ પર લેવાને અને બજાવવાને તથા હૃદયના ઉંડા અને મહાન આશયોને નિગ્રહમાં રાખવા તથા પવિત્ર બનવાને લાયક–તત્પર–સજ થાય છે. કર્ત્તવ્યને યોગ્ય–વાસ્તવિક રીતે પાળ્યા–બજાવ્યા સિવાય શ્રેષ્ટાચારનું જ્ઞાન થઇ શકતું નથી કે સત્ય સમજી શકાતું નથી. કર્ત્તવ્યને હમ્મેશા ત્રાસદાયક–

કંટાળા ભરી મહેનત-શ્રમ તરીકે લેખવામાં આવે છે-કોઇ પરાણે કરવાની ફરજીઆત-જુલ્મી વસ્તુ તરીકે અગર કોઇ પ્રકારે શ્રમ કે ત્રાસ આપનારી-ફસાવનારી-બીન જરૂરી, વ્યર્થ અને દગાભરી વસ્તુ તરીકે ગણી કાઢવામાં આવે છે અવળે માર્ગે જનાર પુરૂષો કર્ત્તવ્યની આવી ખોટી ગણના કરે છે. પાપી માણસ સાધુ પુરૂષને ખરાબ-ઠગનારો-મફતીઓ-ત્રાસદેનારો અને જુલ્મી ગણે છે તેમ દુરાચારી માણસ સદાચરણ -કર્ત્તવ્યને એવું માને છે કર્ત્તવ્યને આવું હલકું-અનિષ્ટ માનવાનો દુરાચાર-દુર્વૃત્તિ મનની સ્વાર્થી વૃત્તિ અને જીવન સંબંધી અવળી મતિ-સમજણથી ઉત્પન્ન થાય છે. સદાચારનું પહેલું પગથીયું એ છે કે-તમામ કર્ત્તવ્યને પવિત્ર અને ખુશનુમા-સુખદાયક ગણવું જોઇએ અને તેના વફાદારી-સદવૃત્તિ ભર્યા અને સ્વાર્થ વિપરાયણ પરિપાલન-બજાવણીને ચરિત્ર-સદાચરણના મુખ્ય નિયમ તરીકે ગણવું જોઇએ. કર્ત્તવ્ય બજાવતાં સ્વાર્થી અને અંગત વિચારો અળગા કરી દેવા જોઇએ. ગીતામાં કહેલો कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन (તારો અધિકાર માત્ર કર્મ કરવાનોજ છે-તેનાં ફળની સાથે તારે લેવા-દેવા નથી) નો નિયમ પાળવો જોઇએ. એ પ્રમાણે કરવાથી કર્ત્તવ્ય ત્રાસદાયક લાગવાને બદલે ઉલટું આનંદપ્રદ થઇ પડે છે. સ્વાર્થ-પરાયણ અને સ્વાર્થી સુખ કે ફાયદાની લાલસા રાખનારનેજ કર્ત્તવ્ય ત્રાસદાયક લાગે છે. જે માણસને કર્તવ્ય

ત્રાસદાયક જણાતું હોય તે જો સુક્ષ્મ દૃષ્ટિથી તેનો પોતાનોજ વિચાર કરે તો માલૂમ પડે કે એ ત્રાસ કર્ત્તવ્યમાં રહેલો નથી પરંતુ તેની પોતાની તે ન બજાવવાની– તેનાથી છટકી જવાની સ્વાર્થી વૃત્તિ–વાસનામાંજ રહેલો છે. જે માણસ કર્ત્તવ્ય–તે કર્ત્તવ્ય પછી નાનું હોય કે મોટું, અંગત હોય કે સાર્વજનિક કે કોઈ બીજાનુ– તે પ્રતિ દુર્લક્ષ કરે તો તે દુર્લક્ષ સદાચાર પ્રત્યેજ કર્યું સમજવું. કર્ત્તવ્યને ખુલ્લાં દિલથી બજાવવું એજ સદાચાર છે. જે માણસ પોતાનાં હૃદયમા કર્ત્તવ્યની સામે થાય છે એટલે કે તેને નિવારવા–તેનાથી છટકી જવાનો આયાસ કરે છે તે સદાચારનો દ્રોહી હોય છે. કર્તવ્ય જ્યારે એક શોખ–સ્નેહ–આનંદની વસ્તુ થઈ પડે છે, જયારે દરેક કર્ત્તવ્ય બરાબર ચોકસાઈથી, શ્રદ્ધાથી અને નિસ્પૃહાપૂર્વક, કામના કે ફળાકાંક્ષા વગર બજાવવામાં આવે છે ત્યારેજ હૃદયમાંથી સ્વાર્થવૃત્તિ ખશી જાય છે અને સત્યનાં ઉન્નત મંદિર તરફ પગ ભરાય છે–ગમન કરાય છે અને તે તરફ વળાય છે. સદાચારી માણસ પોતાનાં કર્ત્તવ્યને બરાબર બજાવવામાં પોતાનાં મન–ચિત્તને ઠેરવે છે—એકાગ્ર કરે છે અને બીજાનાં કર્ત્તવ્યમાં કદિ આડે–વચ્ચમાં પડતો નથી. ગીતામાં પણ કહ્યું છે કે–श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ( બીજાનો ધર્મ સારી રીતે થતો હોય પરંતુ પોતાનો ધર્મ

તેના કરતાં ગુણ* વગરનો હોય તથાપિ સ્વધર્મ જ શ્રેયસ્કર—શ્રેષ્ઠ છે) એટલે કે આપણે આપણા કર્તવ્ય-નીજ દરકાર રાખવી. બીજાનું કર્તવ્ય આપણાં કરતાં ગમે તેવું સહેલું કે સારૂં હોય તથાપિ આપણુંજ શ્રેયસ્કર ગણી તે કરવામાંજ પરાયણ રહેવું અને બીજાનામાં વૃત્તિ કરવી નહીં.

ત્રિજા પાઠનું બીજું પગથીયુ નિખાલસપણું—સરળતા—પ્રમાણિકતા—સત્યતા રાખવાનો અભ્યાસ કરવો—ટેવ પાડવી એ છે. આ સદ્ગુણોને પ્રથમ મનમાં દઢ—અંગીનરીતે સ્થાપવા જોઈએ અને ત્યારપછી જીવનના હરેક કાર્યમાં તેમને ઉતરી આવવા દેવાં જોઇએ. બધી અપ્રમાણિકતા, અસત્યતા, છેતરપટ્ટી, કપટ, દાવ પેચ, કુચેષ્ટા, આડું અવળું સમજાવવું તે, જુઠીવાત વિગેરેનો સદાયને માટે પરિત્યાગ કરવો જોઈએ અને હૃદયમાં કૃત્રિમતા કપટ, પ્રપંચ, છળનું નામ કે નિશાન ન રહેવા દેવુ જોઇએ. આ સદ્ગુણોનું આપણામાંથી જરી કે રેચન કરવું એ સદાચારથી ચળવા જેવું છે. વાણીની ગેરવ્યાજબી ઉદારતા—દુર્વ્યય અને અતિશયોકિત ન હોવી જોઇએ પરંતુ માત્ર સાદુ સત્ય હોય તે કહેવું

* અત્રે અર્જુનને પોતાના બંધુઓ અને સંબંધીયો જે અધર્મી હતા તેમનો વધ—નાશ કરવાનું ફરમાન શ્રી કૃષ્ણ કરે છે તે ધર્મ છે, પણ અર્જુન સંસાર પરથી મન ઉઠાવીને ખસી જવાનું—ફરજ અદા ન કરવાનું કહે છે તે અધર્મ ઠરાવે છે. (પ્રસિદ્ધ કર્તાઓ)

જોઇએ. દંભ કે મિથ્યા ગૌરવ કે અંગિત ફાયદા-સ્વાર્થની આશાથી છેતરપટ્ટી ગમે તેવી નિર્માલ્ય-નજીવી દેખાતી હોય તો પણ તે ન કરવી જોઇએ કારણ કે તેમ કરવું એ મોહ-ભુલની સ્થિતિ છે અને તે સ્થિતિને સમુળી દુર કરવા સદા તત્પર રહેવું જોઇએ. સદાચારી માણસની ફરજ માત્ર મન-કર્મ અને વાણી-માંજ સખ્ત પ્રમાણિકતા પાળવાની છે એટલુંજ નહીં પરંતુ તેણે પોતે જે કાંઇ કહે તેમાં કાંઇ વધાર્યા કે ઘટાડયા વગર જે હોય તેજ-તેટલુંજ કહેવું જોઇએ. મનને સત્યતા-નિખાલસપણાંના નિયમથી આવી રીતે વિભૂષિત કરવાથી માણસ સર્વથા ન્યાય અને નિષ્પક્ષપાતતા પુરઃસર વર્તે છે, તે आत्मवत् सर्व भूतेषु નો સિદ્ધાંત્ત અનુસરે છે અને દરેક બાબતને પોંતાના સ્વાર્થ, કામના, શંકા કે પક્ષપાત કર્યા વગર જુએ છે. સત્યતાના સદાચારનો પૂર્ણત અભ્યાસ રાખવાથી, તેનું સંપૂર્ણ જ્ઞાન અને પ્રાપ્તિ કરવાથી અને તેમ કરી અસત્યતા અને છળકપટનો અંત લાવવાથી હ્રદય પવિત્ર અને ઉદાત્ત બને છે, ચરિત્ર સંગીન-દૃઢ બને છે, જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે અને જીવનમાં નવીન અર્થ અને શકિત દૃષ્ટિગોચર થાય છે. આવી રીતે આચરણ રાખવું એ સદાચારનું બીજું પગથીયું ચડયું ગણાય.

ક્ષમા-દયા-અક્રોધ-ધૃતિ-શાંતિ ( શમ ) સહન-શીળતા ( દમન ) વિગેરેની સ્થાયી ટેવ પાડવી એ

ત્રીજું પગથીયું છે. અહંકાર–ગર્વ, બલ, દર્પ, કામ, ક્રોધ, સ્વાર્થ, રાગ, દ્વેષ, ઈર્ષા અને અધીરાઇમાંથી ઉત્પન્ન થતી હિંસક વૃત્તિ ( કોઇને કોઇપણ પ્રકારનું નુકસાન કરવાની વૃત્તિ ) નો નાશ કરવાથી તમામ પ્રત્યે સ્વહિત ચાહ્યાવગર, પરોપકાર–યજ્ઞરૂપે અને હૃદય વિપુલતા–સમુદ્ર પેટથી વર્તવાથી આ ત્રીજું પગથીયું ચડી જઇ શકાય છે.

રાગ, દ્વેષ, ઈર્ષા, વૈર, ક્રોધ, ગર્વ, અહંકાર, વિગેરે એવાં તો દુષ્ટ–અધમ છે કે તેમના સામી દૃષ્ટિ પણ ન કરવી જોઇએ કે તેમનો સ્પર્શ ન કરવો જોઇએ કે તેમને મગજ નજીક કદિ પણ ઢુકવા ન દેવાં જોઇએ. તેમનો છેટેથીજ નમસ્કાર કરી પ્રલય કરવો જોઇએ. તેમનો સ્પર્શ કરનાર માણસ કદિપણ સદાચારી બની શકતો નથી—મુક્તિ મેળવી શકતો નથી, મૂર્ખાઇ, દુઃખ અને તમામ જાતના દ્વંદ્વોની અસર તેને ઝટ થઇ આવે છે. તે બધાંને દુર રાખવાથી અને તેમની અસર પોતાના ઉપર લેશ પણ ન થવા દેવાથી જીવનના ખરા માર્ગનું ભાન થાય છે માત્ર ક્ષમા, પરોપકાર, અહિંસા વિગરેના સદ્‌ગુણો ખીલવી સદા ધારણ કરવાથીજ સુનિયમિત જીવનની શક્તિ અને સુંદરતા નિહાળી પામવાની આશા રાખી શકાય છે–તેથીજ મુક્તિ મળે છે. ૬૭ સદાચારી માણસનાં હૃદયમાં હિંસક વૃત્તિ કદિ જન્મ લેવા–જાગૃત થવા પામ-

તીજ નથી; દ્વેષ, વૈર વિગેરેનો તો તેણે નાશ કરેલો હોવાથી તેને કોઇ શત્રુ હોતું નથી. પરન્તુ માણસો જો તેના પ્રત્યે અમસ્તાં અમસ્તાં શત્રુ તરીકે વર્તતાં-ચાલતાં હશે તો તે વર્તનને તેમનું અજ્ઞાન ગણી તે માટે દયાખાઇ પોતે "ઢીંકા સાટે પાટુ" જેવું નહી કરતાં ઉલટો તેમના પ્રત્યે સ્નેહ, દયા અને ક્ષમાની લાગણીથી વર્તી "અપકારને બદલે ઉપકાર" જેવું કરશે. હૃદયને આવી સ્થિતિયે-વલણમાં પહોંચાડવાથીજ આ સદ્ગુણનું ત્રિજું પગથીયું ચડી શકાય છે, ત્યારેજ સદાચાર અને સત્યનાં જ્ઞાનનો પાઠ બરાબર શીખી તેમાં કુશળ-પ્રવીણ બનાય છે.

આ બધાં પગથીઆં ચડી જવાથી દુર્ગુણો-આસુરી ગુણો (ગીતામાં કહેલા) નો નાશ થઇ સદ્ગુણો-દૈવી ગુણો પ્રાપ્ત થાય છે તથા ઇંદ્રિય નિગ્રહ અને આત્મવશતા સિદ્ધ થઇ ઉચ્ચ જીવન-મુક્તિની ઝાંખી થાય છે. ગીતામાં પણ કહેલું છે કે આત્માને વશ કર્યા વગર સિદ્ધિ મળતી નથી આથી દરેક ઉચ્ચ જીવનાભિલાષીએ આ ત્રણ પાઠોનાં શિક્ષણને સંપૂર્ણ રીતે પોતાનાં જીવન સાથે ઓતપ્રોત કરી-ગુંથી લઇ તેમનો નિત્ય અભ્યાસથી ટેવ પાડવી જોઇએ. સત્યાચાર એજ તપ છે. આ ત્રણ પાઠમા નિરૂપેલા ગુણો સિદ્ધ કરવાથી ઉચ્ચતર જીવનનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાય છે. આટલીજ સ્થાયી ટેવોથી જીવનનો હેતુ પુરે પુરો સરી જતો નથી પરંતુ

તે ઉપરાંત હજુ ઉચ્ચતર શારીરિક કેળવણી-નિગ્રહ, વધુ વિસ્તૃત વાચિક કેળવણી-નિગ્રહ અને મોટા અને ઇષ્ટતર પ્રકારના સદ્ગુણોની ટેવો પાડવાની છે, એથી પણ વધુ ઉચ્ચ સુખ અને જ્ઞાન સમજી પ્રાપ્ત કરવાનું છે. એ ઉચ્ચતર બાબતો નિરૂપવાનું અત્રે સ્થાન નથી; અત્રે તો ઉંચે ચડવાનાં માત્ર પ્રારંભિક-મુળતત્વો રૂપી-સૌથી પહેલાં અને સહેલાં પગથીઆંજ દર્શાવેલાં છે. સ્વર્ગની-મુક્તિની નિઃશ્રેણીતો ઘણી દીર્ઘ--ઉંચી છે અને ટોચે પહોંચતાં ઘણાં પગથીઆં ચડવાનાં છે તથાપિ આ પ્રારંભિક પગથીઆં ચડી જવાથી આગળનો માર્ગ સુઘટ અને સુતર-સહેલતર થઇ રહે છે. આ પગથીઆં ચડી જનારને આગળ ચડતાં અગવડ કે મુંઝવણ રહેતી નથી; તેમજ આ પગથીઆં ચડવા જેટલી ઉપરનાં ચડતાં મહેનત પણ પડતી નથી. આ પગથીઆં સાંગોપાંગ ચડી જવાથી જીવન એવું પવિત્ર, સરળ, સંગીન અને પ્રભાશીળ-જ્ઞાની બની ગયું હોય છે કે આગળ પ્રગતિ કરતાં અંધકાર રહેતો નથી. આટલેથી આગળનો માર્ગ જ્ઞાનરૂપી પ્રકાશવાળો, સુચર-સરળ અને વાંકચોંક વગરનો-સીધોજ હોય છે. આ ત્રણ પાઠનો સાધક સત્યનાં એટલાં જ્ઞાને પહોંચી ગયો હોય છે કે આગળ વધી વધુ જ્ઞાન પ્રાપ્ત કરવું એ તેને સ્વાભાવિક અને સ્થાયી ટેવ જેવું-રસદ અને આનંદપ્રદ થઇ પડયું હોય છે. આગળ જ્ઞાન માટે આયાસ

કર્યા વગર તેને ચેન પડતું નથી. તેની ઇંદ્રિયો સવળા માર્ગે ચડી ગયેલી હોવાથી તેનામાં નવું નવું તેજ રેડી તેને આગળ દોરતી જાય છે.

આ સીધા–સવળા માર્ગે વિચરવાથી પોતાને તેમજ વિશ્વને પણ ઘણો ફાયદો થાય છે અને જેઓ સત્યની પ્રાપ્તિની આકાંક્ષા રાખનારા નથી હોતા તેમને પણ આ પાઠો સાંગોપાંગ સિદ્ધ કરવાથી બીજું નહીં તો છેવટ તેમને ઐહિક વાસનાઓમા સહાય કરનાર નૈતિક બલ, તત્વ દર્શન, વિવેક, મનની ગાઢશાંતિ-સ્વસ્થતા આદિની ઉપલબ્ધિ થાય છે. હૃદયમાં આ ત્રણ પાઠોમાં બતાવ્યા મુજબ ફેરફાર કરવાથી ઐહિક ઉત્કર્ષ–સુખમાં પણ કાંઇ તોટો પડતો નથી; પરંતુ તેથી હૃદય ઉલટું વધુ સત્ય, પવિત્ર અને સહનશીળ બની તે સુખમા વધારો કરે છે. જેણે પોતાના નિત્યના દુર્ગુણો–દુરાચાર–ભ્રષ્ટતા–કુછંદનો પરિત્યાગ કર્યો હોય, જે પોતાનાં મન અને શરીરને બરાબર નિગ્રહમાં રાખવામાં દૃઢ–સ્થિર હોય અને જે અચળ પ્રમાણિક્તા સત્યતા–વિમળતામાં અને સંગીન સદાચારમાં ચુસ્ત–યોગનિષ્ઠ હોય તેજ વિજય પ્રાપ્ત કરવાને લાયક હોય છે. કર્મ કર્યા વગર જ્ઞાન મળતું નથી અને જ્ઞાનવગર કૈવલ્ય–મુક્તિ અસંભવિત છે—ज्ञानादेव हि कैवल्य (જ્ઞાનથીજ કૈવલ્ય છે.) ગીતામાં પણ જ્ઞાનને શ્રેષ્ટ ગણી તેના માટે અતી આગ્રહ કરવામાં આવેલો છે. સદાચારજ સિદ્ધિ

દાયક છે કારણકે ગીતામાં કહ્યું છે કે—दैवी संपद्विमोक्षाय निबंधायासुरीमता (દૈવી-ગુણ સદ્દગુણ સદાચારથી મોક્ષ-સુખ મળે છે અને આસુરી ગુણ-દુરાચાર-દુર્ગુણથી બંધન-દુઃખ થાય છે.)

**મુક્તિનાં પ્રારંભિક સહેલાં સાધન**—ઉચ્ચ જીવનનાં પહેલા પગથીઆં આ છે. એમની નિત્યની ટેવ જીવનમા ઓતપ્રોત કરવી-ચરિત્રને તેમના મુજબ ઘડવું એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે-એજ ખરો ધર્મ છે. આ ધર્મનું પરિપાલન કર્યા વગર જીવતર વ્યર્થ છે.

## મનોવૃત્તિઓ અને તેમનાં પરિણામ.

સદાચારનાં મોટાં અને ઉંચાં પગથીઆં-પાઠોના પ્રદેશમાં અત્રે ઉતર્યા વગર (કારણકે એ આ લઘુ પુસ્તકની સિમા—પ્રાંત બહાર છે) સમગ્ર જીવનને ઉત્પન્ન કરનારી મનોવૃત્તિયો સંબંધી થોડીક સૂચના અને હકીકત આપવી સુગમ પડશે અને અત્યારે તે બસ થશે આશા છે કે આ સૂચના અને હકીકત હૃદય અને મનનો આંતર પ્રદેશ કે જ્યાં સ્નેહ (ભક્તિ), બુદ્ધિ-જ્ઞાન અને શાંતિ-સ્વર્ગ-મુક્તિ પોતાના ઉદ્યોગી ભક્તની રાહ જોતા બેઠાં હોય છે તે પ્રદેશમાં આગળ પ્રવેશ કરવાને તત્પર અને અભિલાષી પુરૂષને સહાયક અને ઉપયોગી થઇ પડશે.

પાપ માત્ર અજ્ઞાનમાંજ રહેલું છે. અજ્ઞાન-પાપ એ હૃદય-મન-આત્માના અંધકાર અને અવિકાસની સ્થિતિ છે. જીવનરૂપી શાળામાં વિપથગામી-અવળા રસ્તે વિચાર કરનાર અને વિકર્ત્તા (અવળા મનવાળા અનેવિકર્મકર્ત્તા)ની સ્થિતિ વિદ્યાશાળામાં અભ્યાસ કરતા અજ્ઞાની બાળકના જેવી છે. બાળકને જેમ પોતાના અભ્યાસ દરમિયાન બધું શીખવાનુંજ હોય છે તેમ જીવનના વિદ્યાર્થીને જીવનના-વિશ્વના નિયમને અનુસરી બરાબર-યોગ્ય વિચાર કરતાં અને કર્મ કરતાં શીખવું પડે છે પોતાના પાઠ ખોટી રીતે કરે અને ખરા કરે નહીં ત્યાં સુધી બાળકને જ્ઞાન પ્રાપ્તિરૂપી સુખનો સમાગમ થતો નથી તેમ જીવન-વિદ્યાર્થીને પણ છે પાપ-ભુલ-મોહનો જ્યાં સુધી નાશ કરવામાં ન આવે ત્યાં સુધી સુખનું દર્શન કરી શકાતું નથી-ત્યાં સુધી દુઃખને દેશવટો આપી શકાતો નથી. અજ્ઞાન-પાપ-મોહ અને દુ:ખ-દિલગીરી-નિરાશા-બેચેનીને પરસ્પર નિકટ સંબંધ છે.

જીવન પાઠોના પ્રક્રમણથી બનેલું છે. કેટલાક આ પાઠો શીખવામાં ઉત્સુક રહે છે અને તે શીખીને પવિત્ર-વિમળ, બુદ્ધિશાળી-જ્ઞાની અને સર્વથા સુખી થાય છે. કેટલાક બેદરકાર-દુર્લક્ષી રહી શીખતા નથી તો તેઓ મલિન, મૂર્ખ, પાપી અને દુઃખી રહે છે.

દુઃખની દરેક વસ્તુ ખોટી મનોવૃત્તિમાંથીજ ઉદ્દભૂત થાય છે. સદ્દમનોવૃત્તિનું સંતાન સુખ છે.

માનસિક શાંતિ-એકાગ્રતા-નિરાંત-નિશ્ચિંતતા તે સુખ; માનસિક પૃથકતા-વિકીર્ણતા-વિહ્વળતા-ચિંતા-તૃષ્ણા વાસના-કામના તે દુઃખ. જે માણસની માનસિક સ્થિતિ-મનોવૃત્તિ અવળી હોય છે તેનું જીવન પણ દુરાચારી હોય છે અને તે સદા દુઃખીજ રહે છે. દુઃખનું મુળ ભુલમાં રહેલું છે. જ્ઞાન-પ્રકાશમાં સુખ સંઘરાએલું છે. પોતાનામાં રહેલા અજ્ઞાન-ભુલ અને મોહનો નાશ-કરવામાંજ મુકિત રહેલી છે. ખોટી મનોવૃત્તિને બંધન અને અશાંતિ-નર્ક-અસુખનો સહવાસ મળે છે. સદ્‌મનોવૃત્તિને સ્વાતંત્ર્ય-મુકિત અને શાંતિ-સ્વર્ગ-સુખની સાથે કૌટુમ્બિક અનુરાગ-અનુપ્રાસ હોયછે.

ખોટી મનોવૃત્તિયો (ઇંદ્રિયાસકિતયો) અને તેમના જીવન ઉપર થતી અભદ્ર-અનિષ્ટકારી અસરો-પરિણામોઃ-

| ખોટી મનોવૃત્તિયો. | તેમનાં પરિણામ. |
| --- | --- |
| ધિઃક્કાર...... ........ | હિંસા (નુકસાન), અનિષ્ટ, દુઃખ. |
| લલુતા-તૃષ્ણા-કામ ... | બુદ્ધિ વિપ્લવ, અનુતાપ-વિષાદ, શરમ—અપ-કીર્તિ, અપમાન, દુર્દશા-અધમતા. |
| લોભ. ... ... | ચિંતા, ભય, અશાંતિ, દુઃખ, નૂકશાન-અભાવ-તંગી. |

| | |
|---|---|
| દર્પ. ... ... | નિરાશા–નાઉમેદી, રીસ–મનનો બળાપો, આત્મજ્ઞાનનો લોપ–ગ્લાનિ. |
| દંભ. . .. | સંકટ, આત્મવિનાશ. |
| નિંદા. . | હેરાનગતિ–ત્રાસ–ઉપદ્રવ, બીજા તરફથી ધિઃક્કાર. |
| ઈર્ષા–દ્વેષ. ... . | નાશીપાસી, હાડમારી અને મુશ્કેલી. |
| ઇંદ્રિયોની તાબેદારી ઇંદ્રિયાનુ સક્તિ. ... | દરિદ્રતા–કંગાલાવસ્થા, વિવેક–વિચાર શૂન્યતા, અવિનય, અનારોગ્ય, રોગ–દરદ, દુર્લક્ષ–દીર્ઘસુત્રીપણું. |
| ક્રોધ | અશાંતિ, સત્તા અને લાગવગની નષ્ટતા. |
| વાસના-વિષયાસક્તિ. | શોક, દિલગીરી, મૂર્ખાઇ, અસ્થિરતા અને એકલવાયાપણું. |

ઉપરોક્ત ખોટી મનોવૃત્તિયો રાખવાથી આપણામાં તેમની સામે ગોઠવેલા ઉપરોક્ત દુર્ગુણો–નૂકશાન વિગેરે થાય છે. દૃષ્ટાંત તરીકે ધિક્કારરૂપી ખોટી મનોવૃત્તિ રાખવાથી આપણને હિંસા, અનિષ્ટ અને દુઃખ

આવે છે. આવી ખોટી માનસિક સ્થિતિઓ–મનો-વૃત્તિઓ જ્ઞાન–મુક્તિ–સ્વર્ગ–સુખ નિષેધક છે. તેમને મુક્તિ–જ્ઞાન સાથે ઓળખાણુ હોતી કે બની નથી. તે બધી અજ્ઞાન–તિમિર–તમોગુણુ અને હાનિ–સુખનાં સત્યાનાસ–અભાવની સ્થિતિયો છે. ન દૃઢ અખત્યાર સત્તા–નિગ્રહની સ્થિતિયો નથી. અનિષ્ટ કાંઈ ખરૂં બળ–સત્તા નથી; તે તો અજ્ઞાન અથવા સતાનો-દુરૂપયોગ છે જેને સ્નેહની ખુબી ન માલૂમ પડતી હોય કે જેને સ્નેહ રાખતાં ન આવડતું હોય તે ધિઃક્કાર રાખે છે અને તત્પરિણામે તે નુકસાન, અનિષ્ટ અને દુઃખ ભોગવે છે. પરંતુ ધિઃક્કાર રાખનાર જ્યારે સ્નેહ રાખતાં શીખી તેનો અભ્યાસ રાખે છે ત્યારે તેને ધિઃક્કારમાં રહેલાં પાપ–દુર્ગુણ–અજ્ઞાન અને અપુરૂષત્વ નિર્માલ્યતાનું ભાન થાય છે અને તે ભાન થવાથી તે ધિઃક્કારનો પરિત્યાગ–વિનાશ કરી સ્નેહનો સંબંધ કરે છે. આ રીતિ બાકીની સર્વ ખોટી મનોવૃત્તિને લાગુ છે. દરેક ખોટી વૃત્તિનું પરિણામ ઉપરનાં કોષ્ટકમાં તેની સામે આપ્યા મુજબ આવે છે.

**અતિ અગત્યની સદ્ મનોવૃત્તિયો અને જીવન ઉપર થતાં શ્રેયસ્કર–સ્વર્ગપ્રદ પરિણામઃ—**

| સદ્મનોવૃત્તિયો | તેમનાં પરિણામ. |
|---|---|
| સ્નેહ .. ... | નમ્રતા–મૃદુતા, આર્જવતા, મધુરતા, દયા, ક્ષમા, સદ્- |

| | |
|---|---|
| | ભાવ, સમાનતા, કલ્યાણ અને સુખ. |
| પવિત્રતા–વિમળતા. ... | બુદ્ધિની સ્પષ્ટતા, આનંદ–સુખ, અડગ–અજીત શ્રદ્ધા. |
| સ્વાર્થત્યાગ–નિરાત્મતા... | હિંમત, તૃપ્તિ, સફળતા, સુખ, ઉત્કર્ષ, આબાદી–લીલાલહેર, સકળ સમૃદ્ધિ, રિદ્ધિસિદ્ધિ |
| નિર્માનિતા–નિરહંકાર .. –દીનતા | શાંતિ–સ્વસ્થતા, આરામ અને સત્યનું જ્ઞાન. |
| ભલમનસાઇ–પરોપકાર–સૌમ્યતા–સરળતા ... ... | સામ્ય—એકતા—સમભાવ અને સર્વથા—સર્વત્ર સંતોષ |
| દયા ... | રક્ષણ, સહાનુભૂતિ–સહાય, સ્નેહ અને બીજા તરફથી માન અને પૂજ્યભાવ. |
| શુભેચ્છા–કલ્યાણવૃત્તિ ... | ઉલ્લાસ અને સફળતા–વિજય–ફતેહ. |
| આત્મ નિગ્રહ. ... | મનની શાંતિ–સ્વસ્થતા–એકાગ્રતા, સત્યવિવેકવિચાર, સુધારણા, તંદુરસ્તી અને માન. |

ધૈર્ય ... મનોબળ—માનસિક શકિત દઢતા, વિસ્તૃત લાગવગ.

આત્મ વશીકરણ. ... જ્ઞાન, બુદ્ધિ, તત્વ દષ્ટિ, પુષ્કળ—અગાધ શાંતિ.

ઉપરોક્ત સદ મનોવૃત્તિયો દઢ અખત્યાર, પ્રકાશ, જ્ઞાન અને સુખદ સમૃદ્ધિ—મિલ્કત—દ્રવ્ય આપનારી સ્થિતિયો—પ્રત્યક્ષ મૂર્તિયો છે. સદાચારી માણસ જ્ઞાની બને છે—હોય છે. તે સદાચારના પાઠો બરાબર શીખેલો હોય છે તેથી જીવનને ઉત્કૃષ્ટ બનાવનારાં તત્વોને ઓળખતો—સમજતો હોય છે. તે ઉત્કર્ષિત—જ્ઞાની હોવાથી સારૂં નઠારૂં જાણી—ઓળખી શકે છે. તે સંપૂર્ણ રીતે સુખી હોય છે અને માત્ર દિવ્યાચારજ કરે છે. તેને ગીતામાં કહેલી દૈવી સંપત્તિની ઉપમા લાગુ પડે છે.

જે માણસ ખોટી મનોવૃત્તિયોથી ઘેરાએલો—વેષ્ટિત—ગુંચાએલો—બંધાએલો હોય છે તેને જ્ઞાન થતું નથી. તેને સારાં નરસાં—હિતાહિતની સમજ—ખબર—ઓળખાણ પડતી નથી, તે આત્માને ઓળખતો નથી કે નથી જાણતો જીવન દાયક આંતર કારણો—બીજ—મુળને. તેવાં અજ્ઞાન થકી તે સર્વદા દુઃખી રહે છે અને પોતાનાં દુઃખનો દોષ બીજા ઉપર મુકે છે—બીજાને પોતાંનાં દુઃખના નિમિત્ત ગણે છે—તે અંધ બની

કર્મ કરે છે અને અજ્ઞાનાલય-તિમિરાલયમાં સદૈવ-વાસ રાખે છે-તમોગુણી જીવન ગાળે છે; તેને અસ્તિત્વ જીવનના કેંદ્રાશય-પ્રધાન હેતુ અને વસ્તુઓના ઉદ્ભવના સુવ્યવસ્થિત- સુનિયમિત સમન્વય-અનુક્રમ-પરંપરાનું ભાન-સમજણ-જ્ઞાન હોતું નથી.

ઉચ્ચ જીવનના અભિલાષોએ ખોટી મનોવૃત્તિયોનો પોતાનાં હૃદયમાંથી સંપૂર્ણ પણે બહિષ્કાર કરી સદવૃત્તિયો સ્થાપી તેમનો અવિરત-અખંડ અભ્યાસ-ટેવ-સેવા અને રક્ષણ કરવું જોઇએ. તેમ કરવાથી વસ્તુઓના ઉદ્ભવ અને જીવનના અર્થ-ઉદ્દેશ—ના ખરા અનુક્રમનું સ્પષ્ટ દર્શન થાય છે. જો તે દુઃખ પામતા હોય કે મોહ-ભ્રમવશ હોય કે બેચેન હોય તો તેણે તેમ હોવાનું કારણ હૃદયમાંથી શોધી કાઢવું જોઇએ અને તે કારણોનો નાશ કરવો જોઇએ. બાહ્યોપચાર કરવાથી તે કારણો મળતાં કે નાશ કરી શકાતા નથી. તેણે હૃદયને એવી રીતે સંભાળવું-વિમળ બનાવવું જોઈએ કે તેમાંથી ઓછું બદ અને વધુ સદ જન્મ લઇ વૃદ્ધિ પામે. એમ કરવાથી તે દિન પ્રતિ દિન સંગીનતર, વિમળતર, ઉચ્ચ-ઉદાત્તતર, પ્રજ્ઞતર બનતો જાય છે અને તેમ તેમ તેનું સુખ વધતું જઇ બંધન-દુઃખ તુટતું-ભાગતું જાય છે; સત્યના જ્યોતિ તેમ તેમ વધુ વધુ પ્રકાશમાન અને ઉજ્જવલ

બનતી જાય છે અને તમામ તિમિર–અજ્ઞાન–અસત્ય–બદનો નાશ થઇ જીવનમાર્ગ સુગમતર બનતો જાય છે. એ સુગમતર બનતાં સ્વર્ગે પહોંચી જવાય છે.

## ઉપસંહાર–પ્રબોધન.

સત્યના સેવકોએ—સદાચારના શોખીનો–સ્નેહીઓએ–બુદ્ધિ જ્ઞાનના શોધકોએ તથા જે પોતાનાં જીવનને ખાલી–નાઉમેદીવાળું સમજી દિલગીરીથી દબાએલા હોય તેમણે અને જે શ્રેષ્ઠરીતે સુંદર અને અક્ષુબ્ધ રીતે આનંદી–સુખી જીવનની અભિલાષા રાખતા હોય તેમણે તુરત સજ થઇ આ લઘુ પુસ્તકમાં નિરૂપેલી કેલવણી લેવા અને તેથી ઉચ્ચતર જીવન–સ્વર્ગ શું છે તે તથા નર્ક અથવા અધમ જીવન શું છે તે સમજવા ઉદ્યોગી–પરાયણ બનવું જોઇએ.

સ્વર્ગ કે નર્ક એયની પ્રાપ્તિનો આધાર હૃદયની કેલવણી ઉપર રહેલોછે. સ્વર્ગાભિલાષીએ પોતાનં હૃદયને કેળવી આત્મ વિમોહનને દૂર કરવું જોઇએ પોતાને પોતે હોય તેવાજ નિહાળવા અને સદાચારના માર્ગને તે હોય તેવોજ સમજવો જોઇએ એટલેકે સર્વ બાબતમાં સત્યનુંજ અન્વેષણ કરવું જોઇએ આળસુ બનવાથી સત્યના માર્ગે વિચરી કે સત્યનુ શોધન કરી શકાતું નથી. ઉદ્યોગ વગર કશુંય બનતુ નથી. રાજર્ષિ ભર્તૃહરિ કહે છે કેઃ—

**आलस्यं हि मनुष्याणाम् शरीरस्थो महान्रिपुः ।**
**नास्त्युद्यम समो बन्धुः कृत्वायं नावसीदति ॥**

( આળસ એ મનુષ્યનાં શરીરમાંજ રહેલો મહાન શત્રુ છે, ઉદ્યમ સમો બીજો કોઈ ભાઇ (સહાયક) નથી. ઉદ્યોગ કરનાર કદિ દુઃખને પામતો નથી.)

જેને પર્વતના શિખર ઉપર જવું હોય તેણે ત્યાં પહોંચવા માટે ઉદ્યોગ અને ઉત્સાહપુર્વક ચડવું જોઇએ અને માત્ર થાકેલાં શરીરને ફરી સતેજ કરવા સારૂજ વિસામો-આરામ લેવા અટકવું-મુકામ કરવો જોઇએ. શિખર તો અલબત્ત ઘણુજ આનંદ અને ગૌરવવાળુ હોયછે તેમ ઉપર જવુ એ પણ ગૌરવ આનંદ પ્રાપ્ત કરવા સરખું છે. શિખરે પહોંચતા પહેલાં જેટલા ચડીએ તેટલા ઉંચે તો ચડયા કહેવાઈએ અને ત્યા જવાથી કાંઇ શિખરમાં રહેલો બધો આનંદ કે ગૌરવ ન પ્રાપ્ત થાય તો પણ તેનાં પ્રમાણમાં તો અલબત્ત આવવાનોજ અને તેથી આગળ ઉત્સાહ વધવાનો અને આશા આવવાની. જેમ જેમ આગળ ચડીએ તેમ તેમ ગૌરવ અને આનંદની નજીક નજીક જતા જઇએ અને ધીરજ સાથે છેક શૃંગે પહોંચી જવાથી પૂર્ણ આનંદ અને ગૌરવ મળે. આ ઉપરથી સમજાશે કે ચડવું પછી ભલેને છેક શૃંગે ન પહોંચાય તથાપિ ફાયદાવાળું તો છેજ. જેટલે ઉંચે ચડીએ તેટલો આનંદ આવે અને છેક ટોચરૂપી સ્વર્ગે ચડી જઇએ એટલે સંપૂર્ણ

આનંદ મળેછે. દરેક બાબતમાં આદિથી અંત સુધીમાં આવી રીતે રહેલું છે કેલવણીમાં સૌંદર્ય રહેલું છે અને તેનો પાર પામતાં અતિશય સૌંદર્ય અને તેમાં રહેલી મિષ્ટતા મળેછે. સૌંદર્ય સર્વદા મધુરતાવાળુંજ હોય છે-સૌંદર્યનો ગુણ મધુરતાનો છે. જેમાં માધુર્ય ન હોય તે સૌંદર્ય નહીં. મોહને લીધે કેટલુંક સુંદર દેખાય છે પરંતુ તેમાં જો સાત્વિક માધુર્ય-અનંત માધુર્ય ન હોયતો તે વસ્તુતઃ સુંદર નજ સમજવું.

વ્હેલા ઉઠીને પોતાનો-સત્યાન્વેષણનો અભ્યાસ કરવો મનન કરવું; હરરોજ શરીર-ઇંદ્રિયોને વશ કરવી પરંતુ તેમને વશ થવું નહીં; મનને ભુલ-મોહ અને દુર્બળતા કે દુષણરૂપી શત્રુઓ તેમાં પ્રવેશ કરવા ન પામે એવા સંગીન દુર્ગવાળું બનાવવું; આ બધાં કર્મો જ્ઞાન-સ્વર્ગનાં છે. લઘુતા-તૃષ્ણા-લોભ અને બીજા દુર્ગુણો જો તેમની સાથે તૈયારી કરી રાખી (સદ્ વિચાર રૂપી દારૂ ગોળો વિગેરેની તૈયારી રાખી) હિમ્મત ભેર લડો, તેમને જીતી લીધા વગર તે દૂર થતા નથી કે તેમનો હલ્લો પાછો હઠાવતા નથી. આખા દિવસમાં પ્રભાત જેવો બીજો કોઇ કાળ શાંત અને સુંદર નથી. આવા શાંત અને સુંદર સમયે મનને દુર્ગુણો સાથે લડી તેમને હાંણી કાઢવા માટે શસ્ત્ર સાથે તત્પર અને બળિષ્ટ કરવું જોઇએ. મનને સુપથે જતાં, સત્ય સમજી ગ્રહતાં, વિવેક કરતાં, જાણતાં, સમજતાં શીખવવું એ

દુર્ગુણો સામે લડવા માટે તૈયાર કરવું છે. પાપ અને લોભ-તૃષ્ણા-વાસનાનો નાશ સત્યની સમજણના વિકાસ વગર થઇ શકતો નથી.

સદ્‌બુદ્ધિ અક્ષુબ્ધ કેલવણી-અભ્યાસથી પ્રાપ્ત થાય છે. કેલવણી અને તેના અભ્યાસ વગર સત્ય પામી શકાતું નથી. પ્રયત્ન અને અભ્યાસ વડે ધૈર્ય વધે છે અને ધૈર્યથી કેલવણી સુંદર બને છે.

અધમ તથા ઇંદ્રિયવિષયાનુસક્ત-ઇંદ્રિયના વિષયોના પ્રેમી માણસને કેલવણી કંટાળા ભરી-ત્રાસ દાયક લાગે છે તેથી તે કેલવણીની નજીક ન જતાં અવ્ય-વસ્થિત-દુરાચારી અને બંધન યુક્ત જીવન ગાળે છે

સત્યના પ્રેમી-ભક્તને કેલવણી કંટાળા ભરી લાગતી નથી. તેને રાહ જોવામાં, કામ કરવામાં અને વિજય મેળવવામાં સહાય કરનાર ધૈર્ય ઘણુંજ હોયછે. માળી જેમ પોતાની વાટિકામા પોતે વાવેલાં ઝાડોને વિકસિત પુષ્પોવાળાં જોઈ પ્રમોદ પામે છે તેમ સત્યની વાટિકાનો માળી પોતાનાં હૃદયરૂપી વાટિકામાં પવિત્રતા, પ્રજ્ઞા-બુદ્ધિ, દયા અને સ્નેહ રૂપી પુષ્પોને વિકસિત જોઈ પ્રમુદિત થાય છે.

અવ્યવસ્થિત જીવન ગાળનાર કદિ પણ દિલગીરી-દુઃખ-આધિવ્યાધિથી મુક્ત રહેતો નથી કે તેમનાથી છટકી જઈ શકતો નથી. અશિક્ષિત મન કામનાઓ

અને દંદ્વોની કતલ તળે દુર્બળ અને નિરાધાર થઈ પડે છે-ધરણી વશ થાય છે.

આથી સત્યના પ્રેમીએ તમામ દ્વંદ્વો-ઈંદ્રિયોના વિષયો-કામનાઓ-વાસનાઓ વિગરે દુષ્ટ વસ્તુના હુમલાઓ સામે પોતાનાં મનને સુકેલવણીરૂપી શસ્ત્રથી સજ કરી રાખવું જોઈએ. મનને તેમની સાથે યુદ્ધ મચાવી વિજય મેળવવાની કળા-શસ્ત્ર વિદ્યા શીખવવી જોઇએ. એ હુમલાઓને માટે સદા સાવચેત, વિચારશીળ અને દૃઢનિશ્ચયી રહેવું જોઇએ. शौर्य तेजो धृतिर्दाक्ष्य युद्धेचाप्यपलायनम् ( શૌર્ય, બળ, ધૃતિ, દક્ષતા યુદ્ધમાંથી અપલાયન-કાયર બની પોબારા ન ભણી જવું) તેવાં ક્ષાત્રકર્મો દુર્ગુણો સામે લડવા સારૂ મનમાં આણવાં જોઈએ સ્વર્ગ-મુકિત કોઇના માટે અપ્રાપ્ય છેજ નહી; તેને પ્રાપ્ત કરવા સારૂ માત્ર સત્ય પ્રત્યે પરાયણુતા, તત્પરતા અને અભ્યાસની જરૂર છે. એમ કરવાથી તે સહજમાં ઉપલબ્ધ થઇ જાય છે. સત્ય એજ પરમેશ્વર છે માટે તેનું ભજન-પૂજન આરાધના કરવાથી-મુકિત-સ્વર્ગ મળે છે. દરેક કાર્ય સહસા સફળતા પામી જતું નથી. તેથી તે કરતાં વચમાં કદાચ કઠિનતા આવે તો તેથી ધૈર્ય ભંગ ન થતાં "ઉલટ ભેર ફરીથી કરો " તથા अर्थं साधयामि वा देहं पातयामि ( કાંતો અર્થ સાધું છું કે કાંતો દેહ પાડું છું ) અથવા " કાં આપાર કે કાંતો તે પાર " ના સિદ્ધાન્તનો દૃઢ નિશ્ચય કરી પ્રયત્નો પુનરપિ

પુનરપિ કરવા જોઇએ. ભલેને પ્રયત્નો સો વાર કે સહસ્ત્રવાર કે લક્ષ કે કોટિ વાર અફળ થાય પરંતુ તેનાથી ક્ષોભ ન પામતાં " શ્રમને અંતે સુવર્ણ " નાં સુત્રમાં શ્રદ્ધા રાખી ધૈર્ય પુરઃસર પુનરપિ કરવા જોઇએ. છેવટે સિદ્ધિ અવશ્ય મળવાની. ઘણીવાર જે પ્રયત્ન કરવો પડે તેમાં સમજવું કે એ કરવામાં ક્યાંઇક ન્યૂનતા-ખામી રહી જતી હશે. એ ન્યૂનતા શોધી કાઢી પ્રયત્ન બરાબર કરવાથી ઘણીવાર પ્રયત્ન કરવાપણું રહેતુ નથી. આ જગતમા અત્યારે જે જે અદ્દભૂત ચમત્કારિક કાર્યો ( વિજળીનાં કાર્યો-પવનનાં કાર્યો--રસાયણી કાર્યો વિગેરે ) દૃષ્ટિગોચર થાય છે તે બધાં કાંઇ તેમના પ્રયોજકોના પ્રથમ પ્રયાસેજ સિદ્ધ થયેલાં નહીં હોય. કેટલેક પ્રસંગે તો જે મહાકાર્યની પરિપૂર્ણતા પામતાં પૂર્વે પિતા મરી ગયો હોય છે તે તેના પુત્રે કે બીજાએ ઉપાડી લઇ પુરૂં કર્યું હોય છે. ઉદ્યોગ સિવાય સિદ્ધિ સંભવતીજ નથી. सत्यमेव जयति એમ મહાપુરૂષો કહે છે પરંતુ જો તેના માટે ઉદ્યોગ રાખવામાં આવે તોજ તે વિજય પામે છે. ઉદ્યોગજ બધાનું મુળ છે. માટે જો સદુદ્યોગ-સદ્દપ્રવૃત્તિ માર્ગ ઉપર પ્રવેશ-વિચરણ કરવામા આવે તો-જો તેને વચમાં પડતો મૂકવામાં ન આવે તો સિદ્ધિ અવશ્ય થાય છે. કાર્ય અને પરિણામનો નિયમ સર્વ બાબતમાં અનિવાર્ય છે. કાર્યને અંતે ફળ તો

લાગેલુંજ છે. જેને શરૂઆત તેને અંત અવશ્ય હોય છે દરેક વસ્તુને આદિ અને અંતરૂપી બેછેડા હોય છે તેમ પ્રવૃત્તિ અને પરિણામના છેડા દરેક બાબતમાં સહ સ્થિતિમાન હોય છે. જેવી પ્રવૃત્તિ તેવું પરિણામ. સારાંનું સારૂં અને નઠારાંનું નઠારૂં પરિણામ આવે છે. પરિણામ અનિવાર્ય છે. જન્મને મર્ણ અનિવાર્ય છે.

પ્રકૃતિનો નિયમ એવો છે કે પ્રથમ યુદ્ધ પછી વિજય; પ્રથમ વૃક્ષ પશ્ચાત ફળ; પ્રથમ શ્રમ-ઉદ્યોગ પશ્ચાત આરામ-શાંતિ; પ્રથમ દુર્બળતા પશ્ચાત સબળતા; પ્રથમ સાધારણ જીવન અને તેની વ્યવ્હારિક -ચલનની કઠિનતા પશ્ચાત ઉચ્ચ-સુંદર જીવન, શાંતિ અને નિર્વાણ-મોક્ષ-સ્વર્ગ.

આ ઉપરથી સમજાય છે કે સત્યને પરમેશ્વર રૂપ માની તેને પામવા સર્વદા પ્રવૃત્ત રહેવું એજ દરેક મનુષ્યનું પરમ કર્તવ્ય-ધર્મ છે. सत्यात् नास्ति परोधर्म· ( સત્ય કરતાં શ્રેષ્ઠ ધર્મ બીજો છેજ નહીં. )સત્યજ સ્વર્ગદાયક છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

સમાપ્તિ.

# ધાર્મીક પુસ્તકો.

મનુસ્મૃતિ-હિંદુઓ માટે તેમજ સામાન્ય સર્વે માટે ધર્મ અને નીતિ બતાવનાર સત્તા સમાન પુસ્તક રૂ. ૩-૮-૦

ચંદ્રકાન્ત-(ભાગ ૧-૨-૩) વેદાંતના ગૂઢ વિષયોને સહેલી ગુજરાતી ભાષામાં રસિક રીતે ગુંથવામાં આવેલ છે કીંમત દરેક ભાગના રૂ. ૨-૮-૦

વિવેકાનંદ વિચારમાળા-(ભાગ ૧-૨) હિંદમાં તો એવો કોઈ નર ભાગ્યેજ હશે કે જેણે સ્વામી વિવેકાનંદનું નામ નહિ સાંભળેલું હોય, તેમના વેદાંત તથા ભક્તિમાર્ગ પર વ્યાખ્યાનોનો સંગ્રહ કીં. રૂ. ૨-૪ દરેક ભાગના.

# આનંદાશ્રમ.

"વંદેમાતરમ્" આ શબ્દોથી હિંદમાં કોઇ ભાગ્યેજ અજાણ્યો હશે, ઉપલા પદ્યના અસલ લેખક બાબુ બંકીમચંદ્રની એક વાર્તા પરથી આ "આનંદાશ્રમ" ગુજરાતીમાં લખાયલી છે. દેશોદ્ધાર માટે દેશના દરેક માણસે કવો કેવો ભોગ આપવો પડે ત્યારે દેશની ઉન્નતી થાય તે ચિતાર તથા દીવ્ય પ્રેમ ચિતાર આ પુસ્તકમાં છે કીં. રૂ. ૧-૦ કપડાની બંધાઇ રૂ. ૧-૪-૦

---

## ગૃહલક્ષ્મી.

એક હિંદુ સંસારી વાર્તા. આ પુસ્તકમાં એક નમુનેદાર ગૃહીણીના ચિતાર છે, કેળવાયલી સ્ત્રી ઘરને કેવો આનંદદાયી-સ્વર્ગીય કરે છે. અને અભણ કુવળો કેવો દાટ વાળે છે તે તેમજ "કેળવણીના મીઠાં ફળ" ના સુત્રની સફળતા બતાવી છે. કીં. રૂ. ૧-૪ કપડાની બંધાઇ રૂ. ૧-૧૨

# મહારાજ લાયબલ કેસ.

## તે સાથે ચાલેલ

## ભાટીઆ કોન્સ્પીરસી કેસ.

ધર્મને નામે કેવું ધતીંગ ચાલે છે, જે લોકો ધર્મના રક્ષક હોવા જોઇએ તે ધર્મને વેપારમાં ફેરવી નાખી તેમજ ધર્મને નામે બીજા કેવા અધમ-પશુ તુલ્ય કામો કરે છે તે વાચવા માટે મુંબઇ હાઈકોર્ટમાં વલ્લભ સંપ્રદાયના મહારાજ જદુનાથજી પર ચાલેલ મુકરદમાનો અહેવાલ, ભાટીઆ શેઠીઆઓને આવા પાપાત્મા મહારાજને બચાવવા જતા થયેલ રૂ. ૫૫૦૦ નો દંડ; આ પુસ્તક જો કે એક મુકરદમાનો અહેવાલ છે છતાં જાણે રસીક વાર્તા હોય તેવો ભાસ થાય છે કીં. રૂ. ૨-૦-૦

---

## બેંગી કેસ અને વારંટલીલા

બેંગી કેસમા એક વલ્લભ પંથના મહારાજને ચોરી માટે થયેલ પાંચ વર્ષની જેલ યાત્રાનો તથા વારંટલીલામાં બીજાજ તેવા એક મહારાજને પારકું ધન ઉચાપત કરવાના વાંક માટે પકડાવેલ તેનો અહેવાલ બન્ને સાથે પાકુ પુઠું કી. રૂ. ૧-૪-૦